જાણે રવિદૂત તણી સવારી, પધારશે જાણી પુરી સુધારી.
રાતે રહેલા જન ચોકીદાર, ત્હેમાં કરે નાયક ફેરફાર;
જાણે જુના રાયતણા સિપાઈ, વિદાય કીધા નવી ફોજ ધાઈ.
દેવાલયો ને વળી રાજ્યદ્વારે, વાજાં તણા ઘોષ ઉઠે સવારે;
જાણે પ્રજાએ સુણીને વધાઈ, સામા જવાની કરી છે સજાઇ.
મુકયાં ઉઘાડાં પુરદુર્ગદ્વાર, પ્રવાસીઓ પંથ પળે અપાર;
છૂટે જીવોની જઠરાગ્નિ વાસ, હરે ફરે જેમ કરે વિલાપ.
પ્રવાસીઓ જાય અનેક રસ્તે, પ્રવાહની પેર દિશે સમસ્તે;
જાણે રવિથી હિમ પીગળીને, વહી નદીઓ બહુ નીકળીને.
ઉતાવળો કોઇ વહે અગાડી, અગાડી જનાર રહે પછાડી;
પૃથ્વી શનિ આગળ ચાલી જાય, જો જેમ તે વક્ર થયો જણાય
ઉતાવળો જે જન પંથ ધાય, થાકી રહેને મનમાં મુંઝાય;
ઉતાવળો થાય હરેક કામે, તે જેમ ત્હેમાં નહિ સિદ્ધિ પામે.

---

## ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

### હિન્દુ લગ્નની કૃત્રિમતા. ( ૨૫ )

( પ્રવાસે નીકળેલાં એક પરદેશી પતિપત્ની કોઇ હિંદુબાળાને સતી થતી બચાવે છે. શુદ્ધિમાં આવ્યા પછી પુછયાથી તે બાળા પોતાનો સવિસ્તર હેવાલ આ દયાળુ દંપતીને કહે છે. )

### હરિગીત.

મુજ વૃત્તમાં નથી કો નવાઇ, સિવાય પણ હું શું કહું ?
પુછયું તથાપિ ત્હમેજ તો, હું નકાર પણ શી રીતે ભણું ?
મુજ જેવું વૃત્ત ઘણાકનું સુણશો પુછયે આ દેશમાં;
પરદેશી સજ્જન ! હિન્દુઓ ગાળેજ જીવન ક્લેશમાં;
નર જાત સુખી હશે અહીં કદી મહાલતી સ્વચ્છન્દથી
પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ,
પંડિત પિતા તણી આત્મજા, ભણી કંઇ હું તાત પ્રતાપથી;

મન વિકસિયું, ઉર ત્હોટિયું સદ્‌ગુણ વિષે બહુ ભાવથી.
હું નાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી;
પણ હાય ! હિંદુતણે લલાટ લખ્યા ન લેખો જાણતી.
શૈશવ વિષે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને.
ઉદ્વાહનાજ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને.
તાતે કહ્યું " તુજ કાન્ત આ. બહુ ભાવ એ પર રાખજે;
પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."
હું બોલી " કાન્ત ગણાય છે, ઉર વારિધિના ચંદ્રમા,
મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના,
સન્ધિ થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશેજ તે,
અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત, ક્યમ મુજ કાન્ત એ ?
તમ પાસ ભણતાં હું ભણી, મન જોડવાં વિધિ હાથમાં;
વિકસેજ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં.
સંસાર માંહી પ્રયાણ કાજજ, પાન્થ ચેતન સર્વ છે;
બે એકથી જ ભલાં પ્રવાસ વિષે વળી, કહ્યું એવું છે.
એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વિણ નહિ મિત્રતા;
નહિ ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા;
રસઐક્ય વણ મનઐક્ય નહિ, એ સૂત્ર શીખવ્યું તે દાને;
મનઐક્ય વણ નહિ મિત્રતા પ્રભવે, ગુરૂજી કો રીતે.
સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે;
ઘણીવાર આપની પાસથી મ્હેં, તાત એવું શુણ્યુંજ છે.
અન્યોન્ય કેરી ન્યૂનતા પુરે અનુગુણ દમ્પતી;
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
સંસાર સ્વાર્થે અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
સ્ત્રી પુરૂષની તેથી જ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.
એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દંપતી ભાવનું,
રસઐક્યથી ઉત્પન્ન થઈ રસઐક્યને જ વધારતું.
રસઐક્ય તો નહિ હોય ત્યાં ક્યમ મિત્રતાએ સંભવે ?

રસઐક્ય વળી વિધિ વણ નહિ કદી ઇતર કો સરજી શકે.
હે તાત! તે સૃજવા તણી આજ્ઞા કરી આપે મ્હને;
તો કેમ કરી કરવું અશક્યજ એવું તે શીખવો હવે.
હું કિંકરી છું તમ તણી, કરૂં હોય શક્તિસાધ્ય જે;
શિર વેચી પણ તમ વચન પાળું, શક્તિ એટલી સાધ્ય છે.
વિધિહસ્તગત ઉરતંત્ર પણ કયમ કરી કરૂં ગતિવાળુ હું?
મુજ ઉર તણું પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું?"

## માલિની.

સુણી વચન સઉ આ, તાત દિઙ્મોહ પામ્યા,
ખરખર જળધારા, ત્હેમને નેત્ર ચાલી;
નીચું ઘણુંક નિહાળી, દીર્ઘ નિશ્વાસ મૂકી,
કર દઈ જ લલાટે, બોલિયા દીન વાણી.

"મ્હારો ક્ષમા કરે અપરાધ! પુત્રી? પ્રિય પ્રાણ! ઘણી તું ડાહી!
તુજ ઉર મ્હેં ખોસી—અરે—અજાણ્યે ખરે! કટારજ સાહી.
હું ભુલ્યો વૃદ્ધ થઈ આજ, કીધો ચુકી ઘાવ, હાય તુજપર મ્હેં?
ઓ દુષ્ટ હિન્દુ આચાર! ભુલાવ્યો મુજને.
આ હિન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો,
જઈ જતાની પાછળ કુવે પડી મરવાનો.
ઘનતિમિર તુલ્ય આચાર થયેલ પુરાણુ તેથી થઈ જાયે;
જન લોચનવન્તા અંધ હાય! જગ માંહે.

મ્હેં દીઠો ન સવળો પન્થ?
હું બની ગયો મતિ મન્દ!
મુજ વૃદ્ધ દરિદ્રનું રત્ન
પરિપોષ્યું કરી બહુ યત્ન.

તે જઇ મેષની પેઠે લોકની પઠે નાંખ્યું દુઃખદરિયે!
એનું કીધું પરાધીન જીવન જનક-વૈરિયે,
પ્રિય પુત્રી કહે તું સત્ય કર્યુંજ અકૃત્ય કૃત્ય મ્હેં આજે,

ત્હારા જીવન માંહે ઝેર ભેળિયું ! સાચે.
ત્હારો જનક થયો તુજ શત્રુ, હાય પણ નમું હવે તુજ ચરણે;
મારૂં થશેજ પ્રાયશ્ચિત્ત હવે તો મરણે,
નહિ હવે નિષ્કૃતિ કાંઇ સુઝતી મુને ! રોઇને રહેવું,
ત્હારે જનકે પાયું ઝેર મરણ સુધી સ્હેવું.
હું જીવી કરૂં શું હવે ?
મુખ દેખાડું શું ? કહે;
સહું હૃદયશલ્ય શી રીતે !
રોઇ રોઇ મરીશ તું વીત્યે ?
હવે જેમ તેમ દિન કહાડ કૃતકપતિ સાથ સ્નેહ કૃત્રિમમાં,
બહુ સમજુ મ્હારી તું બાળ મુકીશ તે આળ દૈવ શિર મનમાં.
પણ સ્વીકાર આ પદપાત ! અને અપરાધ ક્ષમા કર મ્હારો !
નહિ જીવે–હવે નહિ જીવે–પિતા કાંઈ ત્હારો ! ! !"

## ઉપજાતિ.

નૃશંસ મ્હારાં વચનો સુણીને,
પિતાજી આવી રીત ભાન પામ્યા;
પંચત્વ પામ્યા પડી પાદ મ્હારે,
પ્રત્યક્ષ તે સર્વ, હજી મ્હને છે.
નિહાળી એ સર્વ, ન ચિત્ત મ્હારૂં;
ફાટયું, ન વા પ્રાણ વિરામ પામ્યા !
પાષાણની કીધી મુને વિધિયે;
રોઈ રહી મુખ કરીજ કાળું.
અહો પિતાજી ! નવનીત–ચિત્ત !
દૃષ્ટિ કરી સ્વર્ગથી પુત્રી કેરું,
દાક્ષિણ્ય ખોટું નીરખી હશોજ,
નિઃશ્વાસ ઉંડા મુક્તા હજીયે !

સ્નેહમુદ્રા.

# નરસિંહરાવ ભોળાનાથ.

## વિધવાનો વિલાપ. ( ૨૬ )

### ( ચોપાઈ. )

ચાંદની દશ દિશ ચળકી રહી, સરિતામાં જાતી એ વહી;
રમે રમત લહરીની સંગ, સુતી રેત્યમાં ઉજ્વળ અંગ.
તટતરૂ નિરખંતાં નિજછાય, સુતી જે સરિતાની માંહ્ય,
ખેતર સઘળા હાસ કરંત, દૂર ઝાડી બહુ ઘોર દીસંત;
ભુતડાં શાં વડવૃક્ષ અનંત, ઉભાં જ્યાં દૃષ્ટિ તણો અંત.
ત્યાં ચાંદની કંઈ નવ ફાવતી, અથડાઈ પાછી આવતી.
ચંડ પવન શું વડજૂથડું, જુદ્ધ કરંતું જ્યારે વડું,
ઘોર ઘુઘાટ કરતું તેહ, સુણી કંપે સરિતાની દેહ,
કંપે તટતરૂ જળમાં પડયાં, કંપે ઉપર તરૂ પાનડાં.
કંપે સઘળી શાન્તિ તહીં, ને કંપે ચંદા જળ મહીં;
તો પણ એ સ્થળ રમ્યજ દીસે, રમવા જોગું સુરયુવતિને.
પણ જો ! પેલાં વડઝુડથી, ચંદા જેવી ઘનવૃન્દથી;
નીકળી આવે દેવી દેહ, શકે હશે વનદેવી એહ !
કેમ સભવે માનવરૂપ, ગાત્ર આવું ને કાન્તિ અનુપ ?
પણ, જો ! ધીરાં પગલાં ભરી, આવી સમીપ વળી સુંદરી,
જો ઢકાઈ ગઈ તરૂ વૃન્દ, પાછી નીકળી જો, ગતિ મન્દ;
ને પાછી એ તો નવ દીસે, પાછી ચાલે ખેતર વિષે,
એમ આવી પ્હોંચી એ અહીં, નદી રેત્ય ચળકંતી જહીં;
ને આ ઉભી નદીને તીર; ને બેઠી જ્યાં નિર્મળ નીર.
માંહી નીરખિયું નિજ મુખડું, જેમાં સ્પષ્ટ વસે દુઃખડું;
હશે હશે એ માનવ ખરે, જો નેનથી આંસુડાં ઢળે;
ને ન્હાનકડું આ શું દીસે, બાળકડું કંઇ ખોળા વિષે.
છુટા કેશ અનિલમાં રમે ને આંખડી શી ચોગમ ભમે !
હા ! પણુ જો કંઇ મધુર સ્વરે, વિલાપ એ સુન્દરી શો કરે !

## ગરબી.

( આસો માસો શરદ પૂનમની રાત્ય જો, એ ઢાળ. )

હા દૈવ ! શું વિપરીત દુઃખડું દીધલું;
કાં ન પડી હું પ્હેલી રે મુખ મોતને ?
જમડા ! ત્હેં મુજ જીવન લુંટી લીધલું;
ઝડપી લીધો નાથ, અનાથ મુકી મ્હને;
મોત ઘડયું શીદ માનવને શિર ઇશ ત્હેં ?
ઘડિયું તો શીદ તરૂણ ઉપર પહેલું પડે ?
ને મોતે હરી લીધાં તે શું કો સમે,
વાતલડી કરવાનો મારગ કહીં જડે ?
ઓ ચંદા તું જાણે સઘળી વાતને;
જે મોતતણા દાસ અમે નવ જાણિયે;
વિનવી કહેજે આટલું મ્હારા નાથને;
"દાસી દીન ઉપર કંઈ રોષ ન આણિયે;
ભુલી ન જશો નિજ દાસીને કંથ જો;
સ્વર્ગ સુખે રહી એકલડા આનંદમાં.
મુજને દાખવજો એ સ્થળનો પંથજો,
બોલાવી દોડી વળગીશ તમ કંઠમાં,"
અનિલ ! ત્હને કાં ગમે રમત મુજ કેશશું ?
નિર્દય જગના જનને એ નવ પાલવે;
તો અળગી હું સહુ થકી કોરે ભમું,
ન પડે રસ મુજને જગમાં કાંઈ હવે;
ઓ ઉંચા ઉંચા, આકાશ ! તું કાં મ્હને;
ઉંચકી લઇને નવ રાખે નિજ અંગમાં ?
છુટું ક્રૂર જગતના જનથી હું અને,
વસું સુખે આ તારલિયાની સંગમાં.
સરિતા ! તુજ હઇડે કેવો આ ચાંદલો,
વસિયા તેવા મ્હારે હઇડે નાથજી,

મ્હેં ન કીધો અપરાધ કદીએ આટલો,
તોય ગયા રીસાઇને મુજને તજી.
તજી વળી આ બાળકડી જો બાપડી;
કાં બાપુડી ! કોણુ ત્હને પીડા કરે.
નાણી દયા તુજ તાતે બેટા આપણી,
વ્હેતાં મુક્યાં આપણુને દુખ સાગરે;
ઓ શીળી ચંદા ! ઓ સરિતા કોમળી,
ઓ આકાશ ઉદાર ! અનિલ સુકુમાર ઓ !
ત્હમે નહીં નિર્દય થાવાનાં કો ઘડી,
મ્હારા ને મુજ બાળકીના આધાર છો.
જો આ અનિલ કુંળો કર તુજપર ફેરવે,
ચંદા ચૂમે તુજને પુરા પ્રેમથી,
હાલેડાં ગાય નદી મુજથી મીઠે રવે,
અહીં જગજન કેરી પીડા તુજને નથી.
આપણુ બે એકલડાં અહીં વાસો વસી;
રહીશું સુખમાં સ્મરણુ કરી તુજ તાતનું.
રમજે નદી લહરી સંગે મીઠું હસી,
થાજે મોટી એમ રહી દિન રાત્ય તું,
ને મુજ લાડકડી જ્યારે મોટી થશે,
જગત બધું ધુમીશ ત્યારે નિજ જાત્ય હું;
કદી મરે નહીં એવો નર પક્ષી જ્યાં હશે,
પરણાવીશ મુજ લાડકીને તે સાથ હું.

**કુસુમમાળા.**

## ઉત્તરા અને અભિમન્યુ. ( ૨૭ )

**અનુષ્ટુપ્**—" ધાઓ, ધાઓ, અરે નાથ ઉગારો અગ્નિઝાળથી;
લવતી ઝબકી જાગી, નવોઢા આંસુ ઢાળતી.

**વસંતતિલકા**—" મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નિંદર માંહી ડારી !

સુતો સમીપ અભિમન્યુ પતિ પ્રચંડ.
તે ભુલી કોણુ રમતો અહીં મૃત્યુ સંગ ?"
એવું વદી જ રણુધીર નવીન નાથ.
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબ કળી ઝાકળ બિન્દુ ધારે;
એવા કપોલપર આંસુ ધીરે સમારે;
ને સ્પર્શી ત્યહાં અધરથી મૃદુભાવ ધારી
પુછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી—
" શું છે ? મીઠી ! થયું શું ? આવડી કેમ કાંપી ?"
મુગ્ધા ફરી હૃદય સાથ ધીરેથી ચાંપી.

અનુષ્ટુપ્—ઉખેડી ભૂમિથી નેનો, રોપિયાં પતિ નેનમાં,
લસંતાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગુંથીને નવાં.
કરી કંઠ ઉંચો કાંઈ, અબોલા ક્ષણુ એ રહે;
પછી દીન બની સ્વપ્નાં, તણી વાર્તા બધી કહે—

ઉધોર—" આજે નાથ ! બન્યું વિપરીત, તહમને તે કહું શી રીત્ય?
જાણે પુરૂષવેષ જ ધારી, મ્હેં અશ્વે કરીછ સવારી;
ધારી ધનુષ બાણુ હું ચાલી, મૃગયા કાજ વનપથ ઝાલી,
સુંદર એક ત્યાં સહકાર, તે પર બેઠું છે સુકુમાર;
જુગલ કપોતકેરૂં મીઠું, કરતું પ્રેમકેલિ દીઠું;
મૂર્ખી હું ખરે બની કાંઇ, બીજું કાંઈ સુઝયું નાંહિ;
ને શર ફેંકી નર તરૂડાળ, પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહી અગ્નિ કરાળ, ઉપની કપોતી કેરે ભાળ;
આવ્યો મુજકને ભરી ફાળ, કુદતો એહ અગ્નિ કરાળ;
જીવ્હા તીવ્ર નચવી અનેક; મુજને વીંટી વળિયો છેક,
છોડી સર્વ બીજાં અંગ, અંબોડો ધર્યો નિશંક;
છળીને એકદમ પછી જાગી, કરવા રૂદન હુંતો લાગી."

સોરઠો—એમ વદીને નાર સહસા આંસુ રેડતી;—
" સ્વપ્નાનો શો સાર, હશે કારમો નાથ એ ?

અભાગણી હું મોઈ! ઉંધી મતિ શાણે સુઝી ?
બીજું જડયું નહીં કોઇ? કપોત પ્રેમી શેં હણ્યો ?"

**વસંતતિલકા**—"શાને મીઠી તું ગભરાય અરે અતિશે ?
આ સ્વપ્નમાંહી નવ વાસ્તવ કાંઈ દીસે—
જો! પેલી વાગી રણુ દુંદુભિ રમ્યઘોર—
રે! અશ્વ! અશ્વ!—સખિ કંઠ હવે તું છોડય"

**ઉધોર**—"વ્હાલા! ન્હોય દુંદુભિનાદ;
એ તો મેઘ ગાજ્યો આજ;
બંધન કંઠનું કેમ છોડું ?
મુજને ભય નથી કંઈ થોડું;
પેલી અગ્નિ કેરી ઝાળ;
આવે એ! જુઓ, શી કરાળ!"

**શિખરિણી**—"અરે ઘેલી! એ શું, બકતી!
બધી એ સ્વપ્ન ભ્રમણા—

**દ્રુતવિલંબિત**—તુરગ જો! મુજ કાંઈ ખુંખારતો.
'રણુ ચઢો' કંઈ એમ, પુકારતો;
નહિ વિલંબ હવે કરવો પ્રિયે!
કદી જ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે."

**ઉધોર**—"ક્ષત્રીય ધર્મ જો પ્રિય થાય,
તો તો કરી કોટી ઉપાય;
સર્વે સંકટોથી નિત્ય,
અબળા રક્ષવી એ રીત્ય;
પેલી તીવ્ર અગ્નિજ્વાળ,
મુજ પુંઠળ ફરે ચિરકાળ,
ત્હેનાથી બચાવો નાથ!
અબળાનો તજો નવ હાથ."

**વસંતતિલકા**—"છે એક જો સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી ! હવે સ્થિર થઈ ધર ચિત્ત શાતા,
જો દેખું આ અસિ પ્હણે ચમકે અનંત,
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત."

**દ્રુતવિલંબિત**—અધર વેગથકી અધરે અડી,
નૃપકુમાર પ્રિયા અળગી કરી;
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે,
તુરગનાં પગલાં યુવતિ સુણે.

**અનુષ્ટુપ્**—દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડુબી,
ભુલી ત્રિકાળને મુગ્ધા, અનિમેષ રહી ઉભી.

**હૃદયવીણા.**

## મધ્યરાત્રિયે કોયલ. ( ૨૮ )

### વિષમ હરિગીત.

શાન્ત આ રજની મહી મધુરો કહીં રવ આ-ટુહૂ,
પડિયો ઝીણો શ્રવણે અહીં ? શું હું સ્વપ્નમાં સુખ આ લહું ?
મન્દ વાઇ સમીર આ દિશ જો વહે રવ એ ફરી,
નહિ સ્વપ્ન, એ તો ગાન પેલી [ગાય] કોયલ માધુરી.
મધ્યરાત્રિ સમે ત્હને અલી કોકિલા ! શું આ ગમ્યું ?
હાં, મેહુલો વરસી રહ્યો તેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહીં તું રેલતી,
આ રમ્ય રાત્રિ મહીં અધિક આનંદ ગાને ખેલતી.
નીતરી રહી ધોળી વાદળી, વ્યોમમાં પથરાઈ આ,
ને ચાંદની ઝીણી ફીકી વરસી રહી શી સહુ દિશા ?
ગાન મીઠું, અમીસમું તેણે ભર્યું તુજ કંઠમાં,
આ શાન્તિ અધિક વધારતું તે જાય ઉભરી રંગમાં.
નગર બધું આ શાન્ત સુતું, ચાંદની પણ અહીં સુતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી;

અનિલ ધીરે ભરી પગલાં પળે શાન્તિ રાખે સહુ,—
ત્યાં ઉછળતી આનંદ રેલે કોકિલા બોલે—ટૂહૂ !
સૃષ્ટિ સઘળી શાન્ત રાખી મુજને જ જગાડતો,
ટહુકો મીઠો તુજ પવન લહરી સંગ જે બહુ લાડનો;
ગાન તુજ સીંચે હૃદયમાં મોહની કંઈ અવનવી,
ભુલી, ભાન, તજી મુજ રમ્ય શય્યા, હઇડું દોડે તવભણી.
દોડી ખેલે મધુર તુજ ટહુકાની સંગે રંગમાં,
આનંદ સિંધુ તરંગમા નાચંતું એ ઉછરંગમાં,
હા ! વિરમી પણ ગયો ટહુકો લલચાવે બહુ,—
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠી ! ટુહૂ ટુહૂ !

કુસુમમાળા.

## એક આગીઆને. (૨૯)

### હરિગીત.

તુજ પાંખ ચળકે પર્ણનાં ઝુંડો મહીં ચક્રો રચી,
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીંએ છે નકી;
તુજ ઉદરપોષણમાં ત્હને તુજ રૂપ ઉપયોગી થતું,
તુજ નેત્ર આગળ દીવડો કૈં શ્રમ વિના દેખાડતું,
વળી કોઈ કન્યા પાતળી તુજ તેજ ઉપર મોહતી,
જે ભાલને ચોંડી ત્હને ત્યાં હર્ષથી ચળકાવતી;
વળી કોઈ વિસ્મિત સ્મિત ભરી તુજ તેજ માત્ર નિહાળતી,
ના સ્પર્શતી એ બીકથી તુજ રજ રખે જાતી ખરી.
અદૃશ્ય ના ધનથી અને ના ધૂમસે મેલું થતું,
તુજ તેજ તે મુજ ઉપવને હું નિત્ય જોવા જાઉં છું;
મમ પ્યારીનાં ફુલડાં અને મુજ વૃક્ષ જ્યારે ઉંઘતાં,
તું જાગતો રાત્રિ બધી ત્યારે રમે છે બાગમાં,
તું જાગજે, તું ખેલજે, ને પત્ર પત્રે મ્હાલજે.
ચળકાટ ત્હારો એજ પણ તુજ ખુનની તલવાર છે;
તું કેમ એ માની શકે આધાર ત્હારો એજ છે;

એ જાળ તું જાણે નહીં હું જાણું ને રોઉં અરે.
રે ! પક્ષી કોની દૃષ્ટિએ તું એજ ચળકાટે પડે'
સંતાઈ જાતાં ન્હાસતાં એ કાર્ય વૈરીનું કરે;
દ્યુતિ જે ત્હને જીવાડતી, દ્યુતિ તે ત્હને સંહારતી,
જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી,
આ પ્રેમ સંસારી તણો, તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિયે નથી ?
અમ એજ જીવિત, એજ મૃત્યુ, એજ અશ્રુ ને અમી;
જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી ?

## શિકારીને. ( ૩૦ )

### અનુષ્ટુપ્

રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું,
ઘટે ના ક્રૂરતા આવી, વિશ્વ આશ્રમ સન્તનું;
પંખીડાં, ફુલડાં રૂડાં, લતા આ ઝરણાં તરૂ,
ઘટે ના ક્રૂર દૃષ્ટિ ત્યાં, વિશ્વ સૌન્દર્ય કુમળું.
તીરથી મારવા પક્ષી, વ્યર્થ આ ક્રૂરતા મથે,
તીરથી પક્ષી તો ના ના, કિન્તુ સ્થૂળ મળી શકે.
પક્ષીને પામવાને તો, છાનું તું સુણ ગીતને,
પક્ષી ત્હેના પ્રભુ સાથે, હૈયામાં મળશે ત્હને.
સૌન્દર્યો વેડરી દેતાં, ના ના સુંદરતા મળે,
સૌન્દર્યો પામતાં પ્હેલાં, સૌન્દર્ય બનવું પડે,
સૌન્દર્યે ખેલવું, એ તો, પ્રભુનો ઉપયોગ છે.
પોષવું, પૂજવું એને એ એનો ઉપભોગ છે.
રહેવા દે ! રહેવા દે ! આ સંહાર યુવાન તું;
બધે છે આર્દ્રતા છાઈ, ત્હેમાં કૈં ભળવું ભલું.

---

# અરદેશર ફરામજી ખબરદાર

## ગુણવંતી ગુજરાત. ( ૩૧ )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત! (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમશીશ;
માત મીઠી! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ!—
અમારી ગુણવંતી ગુજરાત!
મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવનશી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!—
અમારી ગુણવંતી ગુજરાત
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરિયે જાત!—
અમારી ગુણવંતી ગુજરાત!
ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય!—
અમારી ગુણવંતી ગુજરાત!
સરસરિતા રસભર અમી ઝરણાં, રત્નાકર ભરપૂર;
પુણ્યભૂમિ ફળ ફુલ ઝઝૂમી, માત! રમે અમ ઉર!—
અમારી ગુણવંતી ગુજરાત!
હિન્દુ મુસલમીન, પારસી સર્વે, માત! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે કરિયે સેવા સહુ કાળ!—
અમારી ગુણવંતી ગુજરાત!
ઉર પ્રભાતસમાં અજવાળાં, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરિયે જયજયકાર!—
અમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત! અમારી ગુણવંતી ગુજરાત!

## મણિશંકર રત્નજી ભટ (કાન્ત)

### મહેમાનોને.—( ૩૨ )

મહેમાનો ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમચ્ચરણે અમ સદન સદૈવ સુહાય જો !
કરજો માફ હજારો પામર પાપ જે.
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો;
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે;
ઉતર્યાં રંકઘરે, શો પુણ્ય પ્રભાવ જો
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરેનો લ્હાવ જો;
મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

---

## ન્હાનાલાલ દલપતરામ કવિ

### વીરની વીદાય. ( ૩૩ )

મ્હારા કેસરભીના કન્થ હો !
સિધાવો જી રણવાટ,
આભ ધ્રુજે ધરણી ધમધમે,રાજ !
ઘેરા ઘોરે શંખનાદ;
દુંદુભિ બોલે મહારાજનાં, હો !
સામન્તના વીરવાદ;
મ્હારા કેસરભીના કંથ હો !
આંગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર;
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર;

મ્હારા કેસરભીના કન્થ હો !
પુર પડે, દેશ ડુલતા હો !
ડગમગતી મ્હોલાત;
કીર્તિ કેરી કારમી, રાજ !
એક અખંડિત ભાત;
મ્હારા કેસરભીના કન્થ હો !
નાથ ! ચઢો રણઘોડલે રે,
હું ઘેર રહી ગુંથીશ;
બખ્તર વજ્રની સાંકળી હો !
ભર રણમાં પાઠવીશ,
મ્હારા કેસરભીના કન્થ હો !
સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરૂં રણમ્હોડ;
ખડ્ગને માંડવ ખેલવા,
મ્હારે રણલીલાના કોડ,
મ્હારા કેસરભીના કન્થ હો !
આવતાં ઝાલીશ બાણને હો !
ઢાલે વાળીશ ઘાવ;
ઢાલ ફુટે મ્હારા ઉરમાં રાજ,
ઝીલીશ દુશ્મન દાવ;
મ્હારા કેસરભીના કન્થ હો !
એક વાટ રણવાસનીરે,
બીજી સિંહાસન વાટ;
ત્રીજી વાત શોણિતની સરિતે,
હો ! શૂરના સ્નાનનો ઘાટ;
મ્હારા કેસરભીના કંથ હો !
જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું ફાગે ચીર;

નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર;
મ્હારા ! કેસરભીના કન્થ હો !
રાજમુગટ ! રણુરાજવી હો !
રણુઘેલા ! રણુધીર !
અધીરો ઘોડીલો થનગને, નાથ !
વાધો રણે, મહાવીર !
મ્હારા કેસરભીના કન્થ હો !



## જ. મ. બુચ (લલિત)

## અનેરી આશા. (૩૪)

૧

સ્મિતભરી સહચરી નિરંતર કાર્ય ધુરંધર બનશે;
અંતરનાં કૈં હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશે, શાંતિમાં દુઃખડાં શમશે;

૨

સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે.
અડગ ધૈર્યને શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે;
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.

૩

પોતાના પ્રિય દેશીજનના દુઃખ પરસ્પર ધરશે.
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે;
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર હિન્દ થશે.

૪

હિન્દજનો અર્ણવ ઘૂઘવશે ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે, એવી લલિત લીલા ખીલશે.

# દા. ખુ. બોટાદકર.

## પ્રેમ અને સત્કાર. ( ગઝલ ) ( ૩૫ )

લખ્યું ત્હેં પત્રમાં પ્યારા "નથી સત્કાર મ્હેં કીધો,
ખબર વિવેકની મુજને, નથી તો તું ક્ષમા કરજે."
અહો ! સત્સ્નેહને અંગે સુહૃદ ! એ બોલવું છાજે !
ચહે જો પ્રેમ આદરને નહીં એ પ્રેમ પ્રેમીનો.
અખંડિત પ્રેમને બંધુ ! જરૂર શું હોય આદરની,
"પધારો, આવજો, બેસો" વૃથા એ વાદ શા શારૂ;
હૃદય સત્કાર જ્યાં થાતો ઉભય ઉરમાં વિના માગ્યો,
નયન સત્કાર નવ ઇચ્છે, વદન સત્કાર શાને તો ?
વિનય રસના તણો એવો બતાવે પ્રેમમાં ખામી,
પ્રપંચી કાજ રહેવા દો, ન ઇચ્છે પ્રેમનાં પાત્રો.
હશે દિલ પ્રેમનાં ભરિયાં, રહે જુદાં છતે સંગે,
વિનય સત્કારને એમાં નથી અવકાશ મળવાનો.
પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યાં ના,
નિમંત્રણ પ્રેમીને શેનાં ? અનાદર પ્રેમીને શાનો ?
મળ્યાં છે ચિત્ત વિણ યત્ને, શરીરો જોડવાં છે ક્યાં ?
કરે કર આપવો શાનો મને મન જ્યાં મળેલાં છે.
સુહૃદનું આગમન થાતાં ઉઠે સત્કાર કરવાને,
અરે એતો જનો જુઠા ખરેખર બાહ્ય પ્રેમી તે.
ભલે એ થીંગડાં દેવાં, હજો અતિ ઇષ્ટ શિષ્ટોને,
સ્પૃહા સત્પ્રેમના ભોગી જનો ત્હેની ક્યમ રાખે ?
વિનયની પૂરણી માગે, અધુરી તેટલી પ્રીતિ,
પ્રતીતિ પ્રેમની કરવા નથી અધિકાર આદરને.



# નરસિંહ મહેતા ( ઇ. સ. ૧૪૧૫થી ૧૪૮૧ )

ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતા જુનાગઢના નાગર બ્રાહ્મણ હતા. બાળપણથીજ એમને ઇશ્વરભક્તિનો રસ લાગેલો. એટલે સાધુસંતમાં ફરે અને ધંધોરોજગાર કરે નહિ. ભાભીએ મ્હેણું માર્યું અને એમણે ઘર તજી જંગલમાં જઈ શિવની આરાધના કરી. શિવે એમને રાસલીલા દેખાડી. ત્યારથી કવિ કૃષ્ણભક્ત થયા.

દંતકથા પ્રમાણે કવિને કૃષ્ણનો સાક્ષાત્કાર થયો હતો. જ્યારે જ્યારે કવિ આપત્તિમાં આવી પડતા ત્યારે શ્રીકૃષ્ણ મનુષ્ય રૂપે આવી એમને આપદ્‌મુક્ત કરતા. મહેતાના પુત્ર શામળશાહના વિવાહમાં, મહેતાની પુત્રી કુંવરબાઈની સીમંતની પહેરામણી આપતી વખતે શ્રીકૃષ્ણે મનુષ્ય રૂપે આવી મદદ કરી કહેવાય છે. મહેતાએ લખી આપેલી હુંડી પ્રભુએ મનુષ્યરૂપ ધારી સ્વીકાર્યાનાં પદ્યમય વર્ણનો થએલાં છે. જુનાગઢના રા'મંડલિકે ભક્ત ઢોંગી છે એમ કહી મહેતાને કેદ કર્યા, અને કહ્યું કે જો મહેતા સાચા ભક્ત હશે તો પ્રભુ જાતે આવી એમને હાર પહેરાવશે. મહેતાએ હારમાળાનાં પદો ગાયાં અને કૃષ્ણે જાતે આવી એમને હાર પહેરાવ્યો.

કવિના મુખ્ય કાવ્યોમાં હારમાળા, ચાતુરી છત્રીસી, દાણલીલા, ગોવિંદગમન સુરત સંગ્રામ અને બીજાં અનેક પદોની ગણતરી થાય છે.

કવિના કાવ્ય ત્રણ ભાગમાં વહેંચી શકાય, ભક્તિનાં, શ્રૃંગારના અને જ્ઞાનના પદો આ પદોની ભાષા તેમજ શૈલીમાં પંડિતાઈ કે પ્રાચીનતા નથી. વળી એમનાં જ્ઞાનનાં પદો અખાના જેવા સમજવાં કપરાં અને નીરસ નથી. પણ નરસિંહ જુની ગુજરાતીના કવિ છે. અને એમનાં પદોની લોકપ્રિયતાને લીધે જેમ કાળક્રમે ભાષામાં ફેરફાર થયા તેમ સાથે સાથે કંઠસ્થ થઈ ગએલાં એમનાં પદોમાં પણ ફેરફાર થયા છે. મહેતા પંદરમા સૈકામાં થયા. નીચે સોળમા સૈકાની ગુજરાતી ભાષાનો નમુનો આપેલો છે,

આગઈ રુદ્ર ! ઘણુંઈ કોપાનલિ દૈત્ય સવે તિહા બાલા,
તિંઈ પ્રથવીમાંહિ પુણ્ય વરતાવીઉં, દેવલોક ભય ટાલા.

તિં બાલિઉ કામ, ત્રિપુર વિધ્વંસિઉ, પવન વેગી જિમ તૂલ,
પદ્મનાભ પૂછે સોમૈયા, કેથઉં કરુ ત્રિસૂલ?

**( કાનડદેપ્રબંધ ).**

વળી નરસિંહને નામે બીજા અનેક કવિઓએ પોતાના પદો સાહિત્યમાં દાખલ કરી દીધાં છે, તેથી મહેતાની ગુજરાતી ભાષા આજની ગુજરાતી ભાષા જેવી લાગે છે.

## પદ ૧.

## રાત રહે જ્યાહરે.

**સાધુપુરુષ**–સજ્જન; ચારિત્ર્યવાન પુરુષ. **ખટઘડી**–છ ઘડી. **એકતું...કહેવું**–સર્વત્ર તુંજ એકલો વ્યાપી રહેલો છે, અખિલ જગત તારાથીજ ભરેલું છે એમ વિચારવું. **જોગીઆ**–અષ્ટાંગ યોગ સાધનાર, ધ્યાન, ધારણા, સમાધિ વગેરે. **ભોગીઆ**–વિલાસી જીવો, મોજીલાઓ. **કર્મનો મર્મ લેવો વિચારી**–કરે તેવું પામે અને વાવે તેવું લણે એ કહેવત સમજવી. ભૂતકાળમાં કરેલાં કર્મોના ફળ હાલ આપણે ભોગવીએ છીએ, અને હાલ જે કર્મ કરીએ છીએ તેનું અનુસરતું આપણું ભવિષ્ય ઘડાય છે એ બરોબર સમજી લેવું. **આપણે...નર ને નારી**–આપણે આપણી ફરજ સમજીએ અને બરાબર અદા કરીએ, કર્મનું રહસ્ય સમજી આપણા ભાગ્યવિધાતા આપણે પોતેજ છીએ એમ સમજી પ્રભુને પ્રેમથી સર્વત્ર વ્યાપી રહેલો જોઈએ તો આપણે જીવનમુક્ત થઈ જઈએ.

## પદ ૨.

આ પદમાં મહેતાને બ્રહ્મસાક્ષાત્કાર થયાનું વર્ણન છે. ભક્ત કવિ આ પદમાં, જડ અને ચેતન વસ્તુઓમાં, પંચભૂતોમાં–આકાશ, તેજ, વાયુ, પૃથ્વી, જળમાં–એકજ અમરતત્ત્વ વિસ્તરી રહેલું જુએ છે.

**અખિલ બ્રહ્માંડમાં,** આખા બ્રહ્મના ઇંડામાં, સમગ્ર વિશ્વમાં. **જુજવે...ભાસે,** વસ્તુ એકજ છે પણ ઘાટ જુદા છે, તેથી અનંતરૂપે દેખાય છે. **શૂન્યમાં...વાસે, શૂન્ય**–ખાલી જગા, આકાશ. શબ્દ આકાશનો ગુણ છે. વેદમાં–શ્રુતિમાં–શબ્દ બ્રહ્મરૂપે એજ પ્રભુ વસેલો છે.* **ભૂધરા,** હે ભૂધર, પૃથ્વીને ધારણ કરનાર. **વિવિધ...આરી,** ત્યારે એવા

એક અને અમર તત્ત્વે-પ્રભુએ જુદાં જુદાં રૂપ કેમ લીધાં? કવિ જવાબ આપે છે. કલ્યાણમય (શિવ) પ્રભુને જુદા જુદા રસ ભોગવવાની ઇચ્છા થઈ અને તેથી જીવરૂપે અનેક ચેતન વસ્તુઓમાં એ દેખાયો. **શ્રુતિ**, ચાર વેદ, આરણ્યક, બ્રાહ્મણ ગ્રંથો તથા ઉપનિષદ્. **સ્મૃતિ**, સ્મરણમાં રાખેલા, ધર્મગ્રંથો, કાયદાના ગ્રંથો, મનુસ્મૃતિ, પરાશરસ્મૃતિ. **કનક**, સોનું. **કુંડળ**, કાનનું ઘરેણું. સોનું અને સોનાનું કુંડળ એ કાંઈ જુદી વસ્તુઓ છે? **ઘાટ...હેમ હોયે**, સોની સોનાના જુદા જુદા ઘાટ ઘડે છે ત્યારે કંઠી, કલ્લી, કુંડળ, કડાં એમ જુદા જુદા અલંકાર બને છે પણ એ બધાંનાં નામજ જુદાં છે ને ખરૂં જોતાં તો આ બધા એકજ સુવર્ણમાંથી બનેલાં છે તેમજ આ દુનિયાની બધી વસ્તુઓનાં નામ માત્રજ જુદાં છે, પણ બધીએ વસ્તુઓમાં પરમાત્માનો અંશ રહેલો છે. **પટંતરો**. (**સં. पटांतर**) આંતરો, પડદો, માયાનો પડદો.

## પદ (૩)

**कुरुते गङ्गासागारगमनं व्रतपरिपालनमथवा दानं ज्ञानविहीने । सर्वमनेन मुक्तिर्नभवति जन्मशतेन** । એ શંકરાચાર્યના મધુર શ્લોકનો આ પદમાં પડઘો પડે છે. કર્મકાંડથી, વ્રતનિયમથી બાહ્યશુદ્ધિ થાય પણ આંતરશુદ્ધિને માટે તો જ્ઞાનનીજ જરૂર છે એમ કવિ આ પદમાં દર્શાવે છે.

**આત્મા તત્વ**, આત્મા એ બ્રહ્મ છે એમ. **ચિન્યો**, (**સં. चिंतित**) જાણ્યો. **સાધના**, જપ, તપ, હોમ વગેરે. **એળે**, (**સં. अलम्**) નકામો વ્યર્થ. **માવઠું**, (**સં. माघवृष्टि**) માહ મહિનામાં આવતો વરસાદ. ખેતીને નિરુપયોગી. **વુઠી**, (**સં वृष्ट**) વરસી **વૃષ્ટિ વુઠી**, વરસાદ વરસ્યો. **લાલલોચન**, જોગીઓ સિંદુર વગેરે ચોપડી આંખ લાલ કરે છે. **તપ**, (**સં. तप्**) દુઃખ સહેવું, મનની ઇચ્છા પુરી પડે માટે. **તીર્થ**, પવિત્ર સ્થળ. **વેદ વ્યાકરણ વાણી વદે**, વેદ બોલવાથી અને વ્યાકરણ પ્રમાણે શુદ્ધ વાણી બોલવાથી. **રાગરંગ**, ગાનતાન. **ખટદર્શન**, (૧) વૈષ્ણવ

---

*આકાશમાં એજ ઈશ્વર શબ્દ-બ્રહ્મરૂપે નક્કી રહેલો તે. વેદ=નક્કી, ચોક્કસ રીતે. 'એ તો વેદવાક્ય.' (જુઓ પાનું ૪૮.)

મંદિરની છ ઝાંખી, ઉપસ્થાપન, મંગળા, શણગાર, રાજભોગ, આરતિ, શયન. (૨) છ દર્શનશાસ્ત્રો, તત્ત્વજ્ઞાનના માર્ગો, ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, મીમાંસા અને વેદાંત. **પરપંચ, (સં. प्रपंच)** ઢોંગ, કપટ. **રત્નચિન્તામણિ,** સર્વ મણિઓમાં પારસમણિ–હલકી ધાતુને અડકાડતાં સુવર્ણ બનાવી દે એવો મણિ–ઉત્તમ છે તેમ સર્વ જન્મમાં મનુષ્યજન્મ ઉત્તમ છે, કારણ તે મોક્ષ અપાવે એવો છે.

## પદ (૪)

## વૈષ્ણવ જન તો ત્હેને કહીએ.

આ પદ વિષે એક જાણવા જેવી બાબત છે. જુની ગુજરાતીના અભ્યાસી સ્વર્ગસ્થ મણિલાલ વ્યાસે પોતાના 'વિમળપ્રબંધ'ની પ્રસ્તાવનામાં પોતાની પાસેની જુની પ્રત પ્રમાણે આ પદ નરસિંહ મહેતાનું નહિ પણ કોઈ વાછા નામના કવિનું ઠરાવ્યું છે. એમની પ્રતમાં આ પદ હજુ આગળ લંબાય છે અને એ છેલ્લી લીટી નીચે પ્રમાણે છે.

હું બાલક અગનાન મતી છઉં, કેમ કરી કહાતું સાચોરે,
ભગત વછલ પરભુ બ્રદ તમારૂ, કર જોડી કેહે વાછોરે.

**વૈષ્ણવ, (સં. विष्णु+अ)** વિષ્ણુનો–વૈષ્ણવસંપ્રદાયનો. **વંદે,** નમન કરે. **કેનીરે**–કોઇનીએ. **વાચ,** વાણી. **કાછ,** કાછડી, બ્રહ્મચર્ય પાળે, પવિત્ર જીવન ગાળે. **જનની,** માતા, મન વચન અને કર્મથી પવિત્ર રહે તેની માતાને ધન્ય છે. **સમદૃષ્ટિ,** બધા પર સરખો પ્રેમ. જેને કોઈ મિત્ર કે દુશ્મન નથી એવો. **જિહ્વા;** જીભ. **રામ...તાળીરે લાગી,** જેને રામ નામની લગની લાગી છે. જે પરમેશ્વર પાછળ ગાંડો થઈ ગયો છે. **સકળ તીરથ...તનમાંરે**–એને યાત્રા કરવા જવાની જરૂર નથી એ જાતેજ તીર્થરૂપ છે, કારણ એવા પરમ વૈષ્ણવનું દર્શન થતાંજ દર્શન કરનારની ઇકોતેર પેઢીને મોક્ષ મળે છે.

## નાગદમન. (૫)

આમાં શરૂઆતમાં નાગણી અને કૃષ્ણ વચ્ચે મધુર સંવાદ થાય છે. એમાં નાગણીઓના સ્ત્રીઉચિત ભાવ, કૃષ્ણના કરડાકી ભર્યા જવાબ સુંદર રીતે વર્ણવાયા છે, કૃષ્ણ કાળિનાગને વશ કરવા આવ્યા છે. નાગણી કમળ

તોડવા આ કોઈ છોકરો આવ્યો છે એમ સમજી કહે છે. ઓ રૂપાળા બાળક, અહીંઆ પાણીમાં ઉગતાં કમળ તોડવાં રહેવાં દે અને અહીંથી ચાલ્યો જા. **મથુરાં...હારીયો**, કૃષ્ણ હું નાગને મારવા આવ્યો છું એમ સુચવે છે **કોડીલો ને કોડામણો**, શોખીન ને ઉમંગી, કોડભર્યો. **દોરીઓ**. સોનાનો દોરો.

---

## મીરાંબાઈ.

ગુજરાતની આ આદિ સ્ત્રી કવિનું દંતકથા પ્રમાણનું જીવનચરિત્ર આપણા સંગ્રહમાં કવિ દયારામે બહુજ સુંદર રીતે વર્ણવ્યું છે. મીરાંનો કાળનિર્ણય ચોક્કસ થઇ શક્યો નથી. પણ ઇ. સ. ૧૪૦૩થી ૧૪૭૦ સુધીનો સામાન્ય રીતે મનાય છે.

મીરાંબાઈ ગુજરાતમાં જન્મેલાં નહોતાં. દ્વારકાં આવ્યા પછી એ ગુજરાતી શીખ્યાં હશે. છતાંએ મીરાંનાં પદોની ગુજરાતીભાષા જાણે આજે બોલાતી ગુજરાતી ભાષા જેવી લાગે છે. નરસિંહ મહેતાનાં પદોની માફક અતિશય લોકપ્રિય થઈ પડેલાં મીરાંનાં પદો પણ હાલની ગુજરાતી ભાષામાં ફેરવાઇ ગયાં છે.

ફારસી કવિઓના સુફીવાદમાં પ્રભુને એક પરમ લાવણ્યવતી લલના કલ્પીને આરાધ્યો છે. નરસિંહ, મીરાં, અને દયારામે પ્રભુને પરમ રૂપાળા ધીરલલિત પુરૂષરૂપે કલ્પીને આરાધ્યો છે. એ પુરુષને દેહ અને આત્મા અર્પણ કરવાની ધગશ તે પ્રેમલક્ષણા ભક્તિરૂપે વ્યક્ત થાય છે. મીરાંને પ્રભુપ્રેમની કટારી વાગી છે અને તેથીજ એણે ગાયું છે:—

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની,

*　　*　　*　　*

મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, શામળી સુરત શુભ એમનીરે.

આમ મીરાંનો કૃષ્ણ તે આ દુનિયાનો કૃષ્ણ નથી, પણ એક ઇશ્વર છે. અને એની ગરબી અને પદોમાં, એના ઉછાળા મારતા ભક્તહૃદયની ઊર્મિઓ માલમ પડે છે. અને એનાં પદ એટલાં સરળ, ભાવભીનાં અને લોકપ્રિય છે કે નિરક્ષર ડોસીઓને અને સારંગી વગાડી પેટભરનાર ભિખારીઓને પણ તે કંઠસ્થ છે.

### ૫૬ (૬)
### ગોવિંદો પ્રાણ અમારોરે.

**ગોવિંદો...આવેરે**, પ્રભુ જેને શ્વાસ પ્રાણરૂપ હોય તેને દુનિયાદારીના પ્રપંચ શેના ગમે! **સંતન**, સંત, પ્રભુપરાયણ નિર્દોષ મનુષ્યો, વ્હાલસોયા ભકતો. **સાંઢ**, ઊંટ મેવાડમાં મુસાફરી ઊંટ ઉપરજ થાય કેની! **રાણાજીના...દોષ**, મીરાંને મરણનો ભય નથી, પણ પાપીઓનો સહવાસ એના સંતહૃદયને સંતાપે છે. **જેનું...કાંય**, મીરાંએ સંસારી સંબંધ છોડયો છે. આ દુનિયાના કૃત્રિમ પ્રેમ એને શી રીતે આકર્ષે! એણે તો આ દુનિયાના સંબંધ તોડી નવા સંબંધ બાંધ્યા છે. પ્રેમ અને સંતોષ એના વડીલ સસરાને સ્થાને છે. યોગ સાધતી વખતે ઉપયોગી સુષુમ્ણા નાડી એની સાસુની ગરજ સારે છે. જગજીવન એની જેઠની માફક સંભાળ લે છે, અને એણે ગીરધરલાલને તો વર્યા છે, પછી એને દુનિયાની શી પરવા! **ચુંદડી...કોય**, સંસારમાં પડું તો કાચા રંગની ચુંદડીની પેઠે મારા અનેક રંગ બદલાય. વિકારવશ થઈ હું પ્રપંચી બનું. પણ મેં તો વૈરાગરૂપી કાળો કામળો ઓઢયો છે કે જેને કોઈ રંગજ ન લાગે, આમ હું સંસારથી નિર્લેપ રહી શકું છું. **નાવલીઓ**, લાડકો પતિ. **દુજો**, બીજો. **લાડણી**, લાડકી. **પેલા કપટી**, સંસારી લોકો. ૨. રાણો.

---

## અખો. (ઈ. સ. ૧૬૧૫થી ૧૬૭૫).

અખો ભક્ત જાતે સોની હતો. અમદાવાદ પાસે જેતલપુરનો એ વતની હતો. ભરજુવાનીમાં એની નાની બહેન મરી ગઈ અને એનો દુનિયા પર વૈરાગ્ય વધ્યો. એક બાઈને એ મા-જણી બહેન જેવી ગણતો. તેણે એનો અવિશ્વાસ કર્યો. અમદાવાદની ટંકશાળમાં એ ઉપરી હતો તે વખતે એના ઉપર તરકટ રચાયું અને નવાબે એને પહેરેજ કર્યો. આખરે તપાસ કરતાં એ નિર્દોષ ઠર્યો. હવે એ દુનિયાથી છેક કંટાળ્યો. ઓજારો કુવામાં નાંખી એ ગુરુની શોધમાં નીકળ્યો. વલ્લભસંપ્રદાયના ગોસાઈને એણે ગુરુ કર્યા પણ તેથી એના મનનું સમાધાન થયું નહિ. આખરે ગંગા કિનારે કોઈ સંતનો સમાગમ થતાં તેમણે એને વેદાંતનો બોધ કર્યો અને અખો તત્ત્વજ્ઞાની બન્યો.

પછી એણે અનેક પદો રચી ઢોંગી સાધુઓને ઉઘાડા પાડયા. અને ગાયું–

ગુરુ કર્યા મેં ગોકુળ નાથ, ઘરડા બળદને ઘાલી નાથ.
ધન હરે ધોકો નવ હરે, એ ગુરુ કલ્યાણ શું કરે ?

બ્રહ્મસત્ય અને જગત મિથ્યા છે, એવાં તત્ત્વજ્ઞાનનાં અનેક પદો એણે રચ્યાં છે. અખેગીતા. ચિત્તવિચાર સંવાદ, પંચી કરણ, અનુભવબિંદુ વગેરે એના મુખ્ય ગ્રંથો છે.

અખો જ્ઞાની હતો. કવિ નહોતો. એના જ્ઞાનને એણે ઘણી વખત જોરજુલમથી પદ્યનું રૂપ આપ્યું છે. આથી એનું પદ્ય નીરસ ક્લિષ્ટ અને કેટલીક વખત અગમ્ય બને છે. અને એને કવિ તરીકે પંકાવાની ઇચ્છા પણ નથી. એને ગુજરાતીઓને તત્ત્વજ્ઞાની બનાવી દેવા હતા, અને કવિ કરતાં જ્ઞાની એને મન મોટા છે. પોતેજ લખે છેઃ—

જ્ઞાનીને કવિમાં ન ગણીશ,
કિરણ સૂર્યનાં કયમ વરણીશ ?

## જીવને બોધ ( ૭ )

**વારંવાર...ઘરથી**, મનુષ્યદેહ વારે વારે મળતો નથી, માટે એવો મોંઘો દેહ તને મળ્યો છે તો પહેલેથી તૈયારી કર. વિવેકવૈરાગ્યથી યુવાનીમાંજ ઇંદ્રિયનિગ્રહ કરી જનમમરણના ફેરામાંથી ટળવાનો ઉપાય શોધ.

**ઘરથી**–શરૂઆતથીજ.

**વૃદ્ધ...મનતન**, ઘડપણમાં મન, બુદ્ધિ અને શરીર બધાંજ નિર્બળ થઈ જાય છે. આથી તત્ત્વચિંતન અને દેહદમન વૃદ્ધાવસ્થામાં થઇ શકતાં નથી, અને એ બે સિવાય શુદ્ધિ થતી નથી.

**વણ...દન**, આ સંસાર મિથ્યા છે એમ જ્ઞાન થાય તો પછી સંસારનાં દુઃખ કયાં રહ્યાં ? સંસાર ખરો છે, સ્ત્રી ખરૂં સુખ આપનારી છે; ધન જરૂરી છે, એવી ખોટી બુદ્ધિજ દુનિયાના દુઃખમાં વધારો કરે છે. સંસારને સાચો માનો તો દુઃખનો આરોજ નથી જુદો માનો તો તરત દુઃખનો નાશ થશે. **પ્રેત**=ભૂત. મરી ગયા પછી વાસનાભર્યો ભટકતો જીવ.

**એક અફીણ...થાય, तृष्णा न जीर्णा वयमेव जीर्णाः** । સંસારનો કેફ અફીણના કેફ જેવો છે. વ્યસનની માફક એનું પ્રમાણ વધે છે, અને

વ્યસનીને ઓર લહેજત આવે છે, પણ પરિણામ ભયંકર આવે છે. **ભૂખ્યો...પામીયે, भोजनान्ते तक्रम्।** જમ્યા પછી છાશ પીએ તો તો ફાયદાકારક છે. ભૂખે પેટે અકરાંતીઆની પેઠે પીએ તો રોગ વધે.

( ૮ )

બાહ્યાચારથીજ યંત્ર માફક **વ્રતનિયમપાળી** જીવનમુક્ત થવા ઇચ્છતા અજ્ઞાનીઓનાં અજ્ઞાન–પડળ દૂર કરવા અખાએ આ પદ યોજ્યું હોય એમ જણાય છે. જપ, તપ, તીર્થ વગેરેથી દેહશુદ્ધિ થાય અને મનપર કાબુ ઝટ આવે પણ એ બધાં સાધન છે. એને પકડી બેસી રહીએ તો કાંઇ ન વળે. જ્ઞાન મેળવવું જોઇએ. **ત્રેપન વહ્યાં**–ત્રેપન વર્ષ વીતી ગયાં. **હરિને શર્ણ**, આત્મજ્ઞાન. **જોજોરે...ઢોલ**, જુના વખતમાં લૂંટારા આવે ત્યારે ઢોલ વગાડી લોકો એકઠા થઇ ધાડપાડુઓ સામે જતા. પણ આતો મૂર્ખાઇ ભરેલી કોઈ ડોળઘાલુ માણસે ચલાવેલી પોલંપોલ છે. કેમકે ઉજ્જડ ખેડ વગરની જમીનમાં બહારવટીઆ લૂંટવા આવ્યા એમ ઢોલ વગાડવાથી સૂચવાય છે પણ ઉજ્જડ જગામાં ધાડપાડુઓ શા માટે આવ? અથવા ઉજ્જડ ખેતરમાં પશુ પંખીનો ત્રાસ દૂર કરવા શા માટે ઢોલ વગાડે ? **અંધે...જાણી** અખો કહે છે કે આ યાંત્રિક વ્રતનિયમનો ધમંડ તદ્દન નકામો છે. નથી એનાથી જ્ઞાન પ્રાપ્ત થતું કે નથી એનાથી દેહ શુદ્ધિ થતી. જેમ આંધળા માણસોથી કોદરા અને તલ ભેગા થઈ ગએલા છુટા ન પાડી શકવાથી નથી તલમાંથી તેલ કઢાતું કે નથી કોદરાની રાબ ઉકાળાતી તેમ. **આંધળો...ફોક**, ઉપદેશક સસરો આંધળો છે જ્ઞાન લેનાર વહુએ ઘુમટો તાણ્યો છે. આમ બંને જ્ઞાનનો ખરો માર્ગ શોધી શકતાં નથી. અને લોકો ઘેટાંની માફક એક કરે તેમ બીજા કરે છે. આથી ગોટાળો થાય છે. આંખનું કાજળ ગાલે ઘસવા જેવું થાય છે. **ઉંડો કુવો**, જ્ઞાનરુપી, **ફાટીબોખ**, ફાટેલી પાણી કાઢવાની ચામડાની કે કંતાનની ડોલ, કોસ.

---

## પ્રેમાનંદ.

ભટ પ્રેમાનંદ વડોદરાનો વતની હતો. ગુજરાતના પ્રથમ વર્ગના કવિઓમાં એનું અગ્રસ્થાન છે. ગુજરાતી ભાષાની ઉન્નતિ કરવાનો એનો

ઉત્સાહ અપરિમિત હતો. બીજી પ્રાંતિક ભાષાઓને મુકાબલે એના સમયમાં ગુજરાતી ભાષા બહુ ઉતરતી ગણાતી.

અબે તબે કે સોલહી આને, અઠે કઠે કે બાર;
છકડં તીકડં આઠહી આને, શુંશા પેસે ચાર.

પણ કવિએ તો બીજી ભાષાનાં કાવ્યોની સાથે સરખામણી કરે એવાં કાવ્યો ગુજરાતીમાં લખીશ તો પાઘડી પહેરીશ એવું પણ લીધું, અને ગુજરાતી ભાષામાં ઉત્તમ કાવ્યો લખ્યા છતાં પણ મરતા સુધી પાઘડી ન પહેરી.

ચૌદ વર્ષની ઉમર સુધી કવિ ભણ્યાગણ્યા નહોતા. પછી રામચરણ નામના ગુરુની કૃપાથી તેમને કવિત્વશકિત પ્રાપ્ત થઈ. ત્યાર પછી એમણે માણભટ્ટ તરીકે ગાગર વગાડી કથાઓ કહી જીવનનિર્વાહ કરવા માંડ્યો, અને ગુર્જરી ભાષામાં નવે રસથી છલકાતાં, ભાવભીનાં, અલંકારયુક્ત અનેક આખ્યાનો પદ્યમાં રચ્યાં. એના કાવ્યગ્રંથોમાં નળાખ્યાન, ઓખાહરણ, દશમસ્કંધ, સુદામાચરિત્ર, માર્કન્ડેયપુરાણ, કુંવરબાઈનું મામેરૂં વગેરે મુખ્ય છે.

કવિ વડોદરા, સુરત અને નંદરબારમાં રહેલા અને નંદરબારના રાજાએ કવિને ઠીક આશ્રય આપેલો. એમનો સમકાલિન કવિ સામળ હતો અને એ બે વચ્ચે ઝઘડા થયા કહેવાય છે. સામળે 'કહ્યું કવે તે શાનો કવિ' એમ પ્રેમાનંદની ઠેકડી કરી છે; કારણ પ્રેમાનંદ મહાભારતમાંથી વસ્તુ લઈ આખ્યાન રચતા.

વળી પ્રાચીનકાવ્યમાળાના પ્રકાશક તરફથી સંસ્કૃત નાટકોને ટક્કર મારે તેવાં પ્રેમાનંદે લખેલાં અગીઆર નાટકોમાંથી ત્રણ નાટકો પ્રકટ થયાં છે. રોષદર્શિકા સત્યભામાખ્યાન, પાંચાલી પ્રસન્નાખ્યાન અને તપત્યાખ્યાન. પણ કેટલાક વિદ્વાનોનું માનવું છે કે એ નાટકો પ્રેમાનંદને નામે કોઈ બીજાએ રચેલાં છે.

## સુદામા ચરિત્ર. (૯, ૧૦)

**સુંદરી**, સ્વરૂપવાન સ્ત્રી–સુદામાની પત્ની. **ઘેલી...કરીરે**, આમ ગાંડાઈ શું કરે છે! **જે નિરમ્યું હોય તે પામિએ**, ઈશ્વિરે નસીબમાં જે લખ્યું હશે તે મળશે. નકામાં ફાંફાં શા માટે મારવાં. **વિધિ**, બ્રહ્મા, વિધાતા. **વૃદ્ધિહાણ**, નફોનુકસાન, સુખદુઃખ. **નથી...હાથ**, હોંસથી દાન

કર્યું નથી. **ખડધાન**, ઘાસની જાતનું હલકું અનાજ. **શાલ**, (**સં. शालि**) ડાંગર. **જો ખડધાન**, કોદરા ચાવવાથી ડાંગર ઉગે તો પૂર્વ જન્મે સુકૃત્ય કર્યાં વિના આ જન્મે સુખ મળે. **નવનિધ**, (**સં. निधि**) નવ જાતના દ્રવ્ય ભંડાર. **આંખ ભરી**, આંખમાંથી દડદડ આંસુ પાડતી. **અબળા**, બળવિનાની, સ્ત્રી. **મારૂં...મન**, નાથ, ભૂખે ટળવળતાં બાળકો જોઈ મારૂં મન બ્હેબાકળું થઇ ગયું છે. તમારી કર્મ ને સંતોષની જ્ઞાનની વાતો મારાથી સમજાતી નથી. **જોગેશ્વર**, યોગીશ્વર, મ્હોટા યોગીને પણ ખાવું તો પડે છે. **ફેરાનું ફળ**, જરૂર તમને કાંઇક તો આપશેજ. ફેરો ખાલી નહિ જાય. **તતખેવ**, તરતજ. **ત્રિકમ**, (**સં. त्रि+क्रम** ત્રણ ડગલાં), ત્રણ ડગલાં ભરી સ્વર્ગ મૃત્યુ અને પાતાળ માપનાર વામન. કૃષ્ણ. **જાચવા**, (**સં. याच्**) માગવા, યાચના કરવા **સર્વથા**, નક્કી. **રાંક**, ગરીબડી. **એમાં વાંક**, સુદામાને ફરજનું ભાન થાય છે કે બાળક ભૂખે મરે એમાં પત્નીનો વાંક નથી પોતાનોજ છે. પુરૂષ કમાઈ લાવે સ્ત્રી વ્યવસ્થા કરે. **કૃષ્ણસુત સમુદાય**, કૃષ્ણના છોકરાનું ટોળું. **પ્રેમદા**, પ્રેમ આપનાર સ્ત્રી. **જાણે...દાસ**, ગુલામની માફક તમારૂં વૈતરૂં કરીશ. જીન્દગીભર તમારો પાડ નહિ ભૂલું. **દ્વારામતી**, દ્વારવાળી, બંદરવાળી નગરી. **કાંગ**, એક જાતનું અનાજ, ભાગવતમાં પહુંવા છે. **દેવા**, પાછા આપવા. **ઉખળે**, (**સં. उलूखल**) ખાંડણીઆમાં. **ઓખણ્યા**, છડયા. **છોવાય**, અભડાય, મેલા થાય. **તાંદુલ**, ચોખા. **પટકુળ**, સારૂં કપડું. **દીનવાણી**, દયામણા બોલ. **પરિબ્રહ્મ**, (**સં. परब्रह्म**) પરમેશ્વર.

**ઋષિ**, શુકદેવજી. **નરપતિ**, પરીક્ષિત રાજા. **ગોમતીસંગમ**, ગોમતી નદી સમુદ્રને મળે છે. **મુક્તિપુરી**, દ્વારકાં. મોક્ષ આપનાર નગર, યાત્રાનું ધામ. **પુંઠળપળે**, પાછળ દોડે. **જાદવ...સ્ત્રીજન**, જાદવ સ્ત્રીઓ ચતુરાઇભરી મશ્કરી કરે છે. **ભરથાર**, ભરણ પોષણ કરનાર, ધણી. **ઈંદુ**, ચંદ્ર. **કામ**, કામદેવ. **કેશવરામ**, કૃષ્ણ અને બળરામ. **સાધુ... ઓળખી**, યાદવ યુવતીઓ ચંચળ છે, યાદવ કુમારો મસ્તીખોર છે. એ બધાં સુદામાને પજવે છે. શાણો વૃદ્ધ યાદવ સુદામાને જોતાંજ સમજી જાય છે કે આ કોઈ સજ્જન છે. **કૃપાનાથ...માયા**, ભગવાન, આ નગરમાં

પધારી આપે અમને પાવન કર્યા છે. આપનું શા માટે આગમન થયું છે તે કહેશો ? કેટલો બધો વિનય ! **પ્રત્યુત્તર**, જવાબ. **રાજદ્વાર**, રાજમહેલ. **પ્રતિહાર**, પહેરેગીર. **સંકલ્પવિકલ્પ**, મનમાં ઘડભાંગ કરે છે. આમ કરૂં કે તેમ કરૂં. વિચારતર્ક. **ગહન...ગતિ**, કર્મનો રસ્તો ન સમજાય તેવો છે. અમે બે એકજ ગુરુના નિશાળીઆ પણ કૃષ્ણ રાજાધિરાજ છે અને હું ભૂખે મરૂં છું. **સિંહાસન**, [illegible]ના પાયા વાળો બાજટ—**અલ્પજીવ** પામર મનુષ્ય. **છડીદાર**, ચોપદાર. **[illegible]નુભાવ**, મહાનુભાવ, હે મહાશય, હે મહાપુરુષ. **માધવ**, લક્ષ્મીનો પતિ; શ્રીકૃષ્ણ. **મિત્રાચાર**, દોસ્તી, ભાઈબંધી **વિપ્ર**, **वेदपाठो भवेद्विप्रः** વેદ પઠન કરનાર બ્રાહ્મણ.

**શય્યા**, પથારી. **અષ્ટ પટરાણી**, આઠ મુખ્ય રાણી. **તળાંસે પાય**, પગચંપી કરે. **મિત્રવિંદા**, બીજી પટરાણી. **ધાતી આવી**, ઉતાવળી ઉતાવળી આવી. **નાથે**, શ્રીકૃષ્ણે. **દ્વિજ**, બ્રાહ્મણ. એક માતાને પેટ જન્મ થાય તે, બીજો જનોઈ દેવાતાં થાય છે. **દરિદ્ર**, ગરીબ; કંગાલ. **ભાસે**, દેખાય છે. **પિંગળ**, પીળચટી. **ભસ્મ**, રાખોડી. **રણછોડ**, દેવામાંથી છોડાવનાર; કૃષ્ણ. **વિસામો, (सं. विश्राम)** શાંતિ મેળવવાનું સ્થાન. **મોજાં**, જોડા. **ઉંચા સાય**, ઉંચા પકડી રાખે. **એક...જાય**, હરિથી એક પળ પણ મિત્રવિયોગ સહન થઈ શકતો નથી. **જુગ**, યુગ; ઘણો લાંબો વખત. **પૂજાથાળ**, પૂજા–સામગ્રી ભરેલી થાળ. **સાવધાન**, (**स+अवधान**, ધ્યાન સાથે). તૈયાર. **સહુપેં**, સૌથી. **તવ**, ત્યારે. **કંદર્પ**, કામદેવ. **ઉપહાર**, ભેટ. **સોળ હજાર**, સોળ હજાર કૃષ્ણની રાણીઓ. **બાઈ લોચનનું... કીજેરે**, આપણા પતિના મોટાભાઈ સરખા સુદામાને જોઇ આપણે આંખ ટાઢી કરીએ. **છબીલાજીએ**, ફાંકડા કૃષ્ણે. **છુટયાં...નેવરે**, શ્રાવણ મહીનામાં છાપરાનાં નેવોમાંથી પાણી પડે તેમ આંસુઓની ધાર સુદામાની આંખમાંથી પડી. હરખનાં આંસુ. **કૌતુક**, નવાઈ. **અશરણશર્ણ**, આશ્રય વગરનાને આશરો આપનાર. **લીધા હૈડા સાથ**, ભેટયા. **આલિંગન**, ભેટવું તે. **તુંબી...કીધુંરે**, સેવકની માફક સુદામાના હાથમાંથી તુંબડી લઇ લીધી. **મુરારિ**, મુર રાક્ષસના દુશ્મન, કૃષ્ણ. **વાંકાબોલાં**, ટીખળી, મશ્કરીખોર. **હરિ...રાખોડીરે**, હરિને મોંઘો–સુગંધી ચૂર્ણ–ચોળાય છે અને આને રાખોડી ચોળાય છે.

**ભક્તાધીન**, **(भक्त+आधीन)** ભક્તને તાબે રહેનાર. **ચમર**, ચામર, ચમરી ગાયના વાળના ગુચ્છાને ચાંદી–સોનાની લાકડી સાથે ગુંથી બનાવવામાં આવે છે તે. **ચક્રપાણિ**, સુદર્શનચક્ર જેના હાથમાં છે તે કૃષ્ણ. **નેત્રસમશ્યા**, આંખની ઇશારત. **તાપસ**, તપસ્વી. **દોહલે**, મહાકષ્ટે. **પગપખાલી**, પગધોઈ. **પાદોદક**, **(पाद+उदक)** પગ ધોયલું પાણી. **પીત પિછોડીએ**, પીળા ખેસથી. **વીંઝણો**, **(सं. व्यजन)** પંખો. **વૈદરભી**, વિદર્ભ દેશના રાજાની કુંવરી, રુકિમણી. **ઘૃતપકવ**, ઘીમાં તળેલાં. **શર્કરાસંયુક્ત**, ખાંડવાળાં, ચાસણી પાયલાં. **પય**, દૂધ. **શુદ્ધાચમન**, જમી રહ્યા પછી મોં સાફ કરવા પીવામાં આવતું પાણી. **તંબોળ**, **(सं. तांबुल)** પાનની બીડી. **શામળવાન**, શ્યામવર્ણું, કાળારંગના, કૃષ્ણ. **વાધ્યું**, વધ્યું. **મુકુંદ**, કૃષ્ણ. **ચાંપે**, સંતાડે. **જંઘા**, જાંગ.

ગોવિંદ, **( सं. गोविद् )** ઇંદ્રિયોને ઓળખનાર. સંયમી. ગોઠડી, **( सं. गोष्टि )** સુખ–દુઃખની વાત. **અંતરજામી**, **( सं. अन्तर्यामी )** અંતઃકરણને નિયમમાં રાખનાર, પ્રભુ. **પિંડ**, શરીર. **હુંને**, મને.

આ કડવામાં પ્રાચીન સમયમાં આપણા દેશમાં કેળવણી કેવી રીતે અપાતી તેનું વર્ણન છે. રાજકુમાર અને ગરીબ બ્રાહ્મણના બાળકો સાથે ભણતા, અને ગુરુની ચાકરની માફક ચાકરી કરતા. શિષ્યો ગુરુ પ્રત્યે પોતાની ફરજ બરાબર સમજતા અને ગુરુઓ પણ પોતાનો ધર્મ બરાબર સમજતા. શિષ્યોને પોતાનાંજ બાળક જેવા ગણતા.

**સાંભરેરે**, હે સુદામા, યાદ આવે છે કે ? **પેર**, આચરણ; રીતભાત. **સાથરે**, **(सं. स्तृ** પાથરવું); પથારી પર. **માથે તપ્યો અરીષ્ટ**, દુશ્મન જેવો સુરજ ખૂબ તપ્યો. અરિષ્ટ પાડ લેતાં **(रिष् हिंसायाम्**, હણવું) ન હણનાર, સૂર્ય જગતનો આધાર છે. વળી. **ज्यों बादल गरमी करे यों बरसनको आश. વાદવદ્યા**, હોડબકયા; ચડસાચડસી કરી. ચાલો કોણ વહેલો ભારો બાંધે છે. એમ **ત્રણ બાંધવા**, કૃષ્ણ, બળરામ અને સુદામો. **કેર**, જુલમ. **ઘન વરસ્યો મૂશળધાર**, સાંબેલા જેવી ધારાથી વરસાદ વરસ્યો. **આપણને...ચાંપીઆ**, જુઓ ગુરુનો શિષ્ય પ્રત્યે પ્રેમ.

**સકળ**, બધી, તમામ પણ શકલ એટલે ટુકડો; કડકો. **ગાંઠડી**, (**સં. ग्रंथि**, ગાંઠ) પોટલી. **અઢળક ઢળીઆ**, ખૂબ નમ્યો. **સ્વલ્પ સુખડી સાટે**, ગોળ પાપડી ખાઈને રાજી થઈ ઈંદ્રનો વૈભવ આપે તેમ. **સુખડી**, મિઠાઇ, **સુખડીઆ**, મિઠાઈ વેચનાર **દુર્લભ**, દુઃખે મળે તેવું. **ભવની ભાવટ**, આખા જન્મનું દુઃખ. **અમૃતફળ**, જે ફળ ખાવાથી અમર થવાય તે. **સંજીવનમણિ**, મરેલાને જીવતાં કરે એવો મણિ. **તિલમાત્ર**, એક તલ જેટલું આપજો, પણ આપજો તો ખરાજ. **લજ્જા...ધણિયાણી**, પસ્તાવો કરે છે. હે ભગવાન, હું કયાં બૈરીની બુદ્ધિ પ્રમાણે ચાલ્યો ! **જત્ન**, (**સં. यत्न**) કાળજી. **જુવતી સાથ**, સ્ત્રીમંડળ; યુવાન સ્ત્રીઓનું ટોળું. **ધ્રુવ**, ઉત્તાનપદ રાજાનો પુત્ર. એમની સાવકીમાએ એમનો તિરસ્કાર કર્યો અને પાંચ વરસના બાળકુમાર ધ્રુવ જંગલમાં ઇશ્વિરઆરાધના કરવા ગયા. છ મહીના તપ કરી એમણે પ્રભુ પ્રસન્ન કર્યા. પ્રભુએ એમને અચળપદ આપ્યું.

**અંબરીષ**, પરમ વૈષ્ણવ હતો. એક વખત બારસને દિવસે એને ત્યાં દુર્વાસા આવ્યા. નદીએ નહાવા જવાનું કહી દુર્વાસા ગયા પણ ઘણી વાર થઈ તોએ આવ્યા નહિ. તે દિવસે બારસ બે ઘડી હતી. બારસ હોય ને પારણું કરે તો આગલા દિવસની અગીઆરસ વળે. માટે અંબરીષે તુલસીપત્ર પર પ્રભુનું ચરણામૃત લઈ આરોગ્યું. પછી દુર્વાસા આવ્યા. તે આ જોઇ બહુ ગુસ્સે થયા, અને પોતાની જટામાંથી એક કૃત્યા અંબરીષને બાળવા છોડી. શ્રી કૃષ્ણના ચક્રે અંબરીષનું રક્ષણ કર્યું અને ચક્ર કૃત્યાનો નાશ કરી દુર્વાસાનો સંહાર કરવા દોડયું. દુર્વાસા વિષ્ણુને આસરે ગયા. વિષ્ણુએ કહ્યું કે હું કાંઈ કરી શકીશ નહિ મારા ભક્ત પાસે જાઓ. આખરે દુર્વાસા અંબરીષને શરણે આવ્યા અને અંબરીષે ચક્રને પાછું કાઢયું.

**પ્રહ્લાદ**, હિરણ્યકશિપુ દૈત્યનો પુત્ર. એ પરમ ભક્ત હતો. હરિના દુશ્મન દૈત્યે એને મારી નાખવાના બહુ પ્રયત્નો કર્યા પણ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. આખરે તપાવેલા લોઢાના થાંભલામાંથી નૃસિંહરૂપે ભગવાન પ્રકટ થયા અને દૈત્યને મારી ભક્તનું રક્ષણ કર્યું.

**સાથેથાં**, એકી સાથે. **સપ્ત ભૂમિના**, સાત માળનાં. **અષ્ટ મહા સિદ્ધિ**, આઠ મોટી શક્તિ. છેક નાના, બહુજ મોટા, બહુજ ભારે, બહુજ હલકા થવાની શક્તિ.

## જસોદા વિલાપ. (૧૧)

જમનામાં પડેલો દડો લાવવાને બહાને કાળીનાગને મારવા બાળક કૃષ્ણે જમનામાં ડુબકી મારી છે. બીજા ગોવાળપુત્રો આથી ગભરાઈ જઈ જશોદાજીને તેડી લાવે છે. પોતાનો લાડકો પુત્ર ડુબી ગયો જાણી વ્હાલસોઈ માતા કાલિંદીને કાંઠે રુદન કરે છે.

**માણકડું**, મારૂં માણેક, મારો હૈયાનો હાર, મારી આંખની કીકી, મારો લાડકો પુત્ર. **અપરાધણ**, હું ખરેખર પાપણી છું, નહિ તો મારી હયાતીમાં મારો બાળપુત્ર **શેનો મરે !** **વનમાળી**, વનની માળા ધારણ કરનાર, કૃષ્ણ. **કરમે**, કમનસીબે. **છેલ્લે આશ્રમે**, ઘડપણમાં. **પ્રતિપાળી**, લાલનપાલન કરીને. **નીપનો**, તૈયાર કરેલો. ઉંઘ–ઉજાગરા વેઠી ઉછેરીપાછેરી મોટા કરેલો છોકરો દૈવે ઝુંટવી લીધે. તૈયાર કરેલો રસનો પ્યાલો ઘુંટડો ભરવા જતાં કોઈ છીનવી લે તેમ. **મોરમુગટ**, મોરપીંછવાળી ટોપી–'મોરમુગુટ પીતાંબર સોહે'. **પીત...કછે**, પીળા દુપટ્ટાનો કછોટો મારે. **નેતરૂં**, દહીં વલોવવાનું રવૈએ બાંધેલું દોરડું. **હીસીહીસી**, ઝુરીઝુરીને, નિસાસા નાખીને. અનુકરણવાચક શબ્દ છે. નાના બાળકને ઉંઘમાં ડસકાં ખાતું સાંભળ્યું છે ? **તુંરે ગયો**, મારૂં હૈયુ પત્થરથી પણ કઠણ છે, નહિ તો પ્રાણથી વહાલો પુત્ર મરી ગયો છતાં મારાથી જીવાય છે કેમ ! **કાષ્ટપેં**, લાકડા કરતાંયે. **વજ્ર**, ઈંદ્રનું પર્વત તોડનારૂં મહા કઠણ આયુધ. **કાળજ**, કાળજું. **મખાંતર**, બહાનું, મિષ. **ઉખળબંધનમાં**, નાનપણમાં બાળકૃષ્ણને જસોદાજીએ ખાંડણીઆ સાથે બાંધેલા. **વ્યાકુળ વ્રજની નારી**, વ્રજ-વનિતાઓ બ્હાવરી કેમ ન બને ? એમને મન 'કાનુડો તો કાળજાની કોર છે'.

## અનિરુદ્ધનું યુદ્ધ. (૧૨)

બાણાસુરની પુત્રી ઓખા સ્વપ્નમાં એક પરમ રૂપવાન પુરુષને જોય છે અને તેને પરણવાનો નિશ્ચય કરે છે. એની સખી ચિત્રલેખા વિધાત્રીનો અવતાર છે. ભારતના બધા રાજકુમારોનાં ચિત્રો દોરી તેમાંથી સ્વપ્નવાળો

કુમાર બતાવવા એ ઓખાને કહે છે. ઓખા એ ચિત્રમાંથી યાદવકુમાર અનિરુદ્ધને બતાવે છે. પછી ચિત્રલેખા પોતાની સિદ્ધિને બળે દ્વારિકાંથી રાતમાં અનિરૂદ્ધને ઉંઘતો કુમારીના એકાંત મહેલમાં ઉપાડી લાવે છે. થોડે દિવસે રક્ષકોને કુંવરીના મહેલમાં કોઇ પુરુષનો સંચાર થયો હોય એમ માલમ પડે છે. બાણુસુરને જાણ થતાં એ પોતાના પ્રધાનને લશ્કર સાથે મોકલી કુંવરીનો મહેલ ઘેરી એ પુરુષને પકડવા આજ્ઞા આપે છે. મહેલની આસપાસ લશ્કર વીંટળાયલું જોઈ યુદ્ધ કરવા જતા અનિરુદ્ધને ઓખા વારે છે.

**કામની**, પ્રેમી સ્ત્રી, ઓખા. **કટક**, લશ્કર. **નાધડીઆ**, નાના, મોટા મહારથી અને કુશળ અનુભવી યોદ્ધાઓ આગળ. **સ્વામી...રતન**, રાંકના હાથમાં રત્ન શેનું ટકે ! 'નિર્ભાગીનું નસીબ ડગલાં ચાર ચાલે અગાડી.' મારૂં દુર્દૈવ આવો પતિ મારી પાસે હોય તે કેમ સહન કરે ! **ધાડે**, ખૂબ. **મદનમોહન**, કામદેવ જેવો આકર્ષક. **હાકી ઉઠયો**, સિંહ-ગર્જના કરી. **વીર**, યોદ્ધાઓ. **અજાતણાં**, બકરીનાં. **પંચાનન** ( **सं. पञ्च+आनन** ) પાંચ મુખવાળો=શંકર. આ ઠેકાણે મોં ફાડેલો સિંહ.

## ઓખા કહે એમ કંથ ન કીજે.

**દૈત્ય**, દિતિના છોકરાઓ, રાક્ષસો. **કવચબખ્તર**, લોઢાનો યોદ્ધાએ પહેરવાનો અંગરખો. પહેલો શબ્દ સંસ્કૃત ને બીજો ફારસી છે. બંનેનો અર્થ એકજ છે. **સાંગ**, લોઢાનું હથિયાર. **ભેદો**, મારો, ઘાયલ કરો. **ફીટી ગઈ**, જતી રહી. **માળિયો**, એકાંત મહેલ. **વિરોધી**, લડાક; આંટશ રાખનારો. **ઓસાન**, અવસાન, અંત, અર્થ લઈએ તો 'જાય' નો અર્થ ( **जन्** ઉપરથી ) 'થાય' લેવો પડે. ઇંદ્રનાં હાંજાં ગગડી જાય. **મેરૂ**, મેરૂ પર્વત. **ક્ષત્રીસાથ**, ક્ષત્રિય રાજાઓનું મંડળ. **મંત્રી...કરડી**, બાણાસુરનો પ્રધાન કૌભાંડ ક્રોધથી દાંત કચકચાવે છે. **પાવક**, ( પવિત્ર કરનાર ). અગ્નિ. **ભરતી લોચન**, આંખ ભરીને; આંસુ ટપકાવતી. **લાંછન**, એબ; બટ્ટો; કલંક. **મૌવર**, વાદીની મોરલી. **કેસરી**, કેસર, યાળવાળો, સિંહ. **દળ**, લશ્કર. **વ્યંડળ**, નામરદ, હીજડો. **શાર્દૂલ**, વાઘ. **હાકયો**, હોંકારો કરી જગાડેલો. **માંડે કાન**, કાન ઉંચા કરે. **ગોઝારો**, નરાધમ, પાપી. **આહ**,

મગર. **ઘન અશાડો**, અષાડના વાદળ જેવો. **ચંદન**, યાદવકુમાર. **બાવળીઆ** દૈત્યો. **મુગટ...ધરો**, શિર નમાવો, તાબે થાઓ. પરિઘ; પટ્ટી; ફરસી, મુદ્દગલ વગેરે આયુધો છે. **દોહેલો**, કપરો, દુઃખી. **અધસસ્તા**, અધમુઆ, **શોણિતસ્પર્શ**, લોહીનો સ્પર્શ, છંટકાવ. **દદામું દીધું**, ઢોલ વગડાવ્યું, ચાલો લડવા તૈયાર થાઓ એમ સુચવ્યું. **પ્રલયઅગ્નિ**, દુનિયાનો નાશ થાય તે વખતની આગ. **બાણ...તુલ્ય**, મૂર્તિમાન અભિમાન રૂપ. **સહસ્ર હાથ**, બાણાસુર, એને હજાર હાથ હતા.

---

## શામળભટ.

શામળભટ પ્રેમાનંદનો સમકાલિન કવિ હતો. અમદાવાદ નજીક એનું વતન હતું. મોગલ જમાનાનો એ કવિ સંસ્કૃત સાથે ફારસી પણ ભણ્યો હતો. વ્રજ ભાષાનું પિંગળ પણ એ ભણેલો. માતર તાલુકાના સુંજ ગામના પટેલ રખીદાસે એને આશ્રય આપેલો, અને કવિએ પણ ‘ભોજ સમોવડ ભૂપ’ એવી રખીદાસને ઉપમા આપી અમર કર્યો છે.

શામળના ગ્રંથના બે વર્ગ પાડી શકાય. વાર્તારૂપ કાવ્યો અને નૈતિક કાવ્યો. આપણા સંગ્રહમાં એના બે બોધક છપ્પાઓ લીધા છે. બત્રીસ પુતળી, મડાપચીશી, સૂડા બહોતેરી, મદન મોહના, વિદ્યાવિલાસિની વગેરે એની વાર્તાની ચોપડીઓ છે. શામળને નરનારીની ચતુરાઈનાં વર્ણન કરવાં બહુ ગમે છે. એની વાર્તાઓમાં ઉદાર રાજકુમારો, ચતુર ગણિકાઓ, સાહસિક વેપારીઓ, રૂપવતી વિદુષી રમણીઓનાં વર્ણન બહુ આકર્ષક હોય છે.

ગુજરાતના એ વાર્તાકારને ‘સૂડા બહોતેરી’ જેવી વાર્તા લખવાથી વિદ્વાનોએ નિંદ્યો છે, અને કલ્પનાના ઉડ્ડયનમાં નવી સૃષ્ટિ રચવાથી વખાણ્યો પણ છે. એણે વિદ્વાનોને માટે લખ્યું નથી. જનતાને માટે સામાન્ય મનુષ્યો માટે લખ્યું છે, અને એ રસ્તે એનો પ્રયત્ન અથાગ છે. જુઓ એની કવિની વાખ્યા :—

સાદી ભાષા સાદી કડી, સાદી વાત વિવેક,<br>
સાદામાં શિક્ષા કથે, તેજ કવિજન એક.

## વચન પાળવા વિષે.

આપણા જુના કવિઓએ એકાદ છંદને પોતાનો માનીતો છંદ બનાવી લીધો હોય છે. નરસિંહનાં પ્રભાતીયાં, શામળના છપ્પા, ધીરાની કાફી અને ભોજા ભક્તના ચાબખા.

**વચન**, કોલ, એકવેણ. **પરઠયું પાણી**, પાણી ભરવા કબુલ્યું. **કુબ્જા**, .વાંકા શરીરવાળી કંસની દાસી. રામાવતારમાં રામના શાપથી મંથરા દાસી કુબડી થએલી. પછી એણે રામજીની સ્તુતિ કરી ત્યારે રામે કહ્યું કે હું કૃષ્ણાવતાર લઇશ ત્યારે તું મથુરામાં કુબડાં ગાત્રવાળી જન્મીશ, તે વખતે હું તને સ્વરૂપવાન બનાવીશ. **હાલાહલ**, ઝેર. સમુદ્રનું મંથન કરતાં નીકળેલું તે. **શર્મ**, કલ્યાણ, સુખ. **પાંડવો...પ્યારી**, દ્રૌપદીને જુગારમાં હોડમાં મૂકી અને વચનને ખાતર હારતાં કૌરવોને સોંપી. **ભડપાંચે**, પાંચે બહાદુર પાંડવે. **દૈવત**, તાકાત, શક્તિ. **ઝુઝે**, લડે. **સિદ્ધ**, સિદ્ધિઓવાળો પુરુષ. 'અષ્ટ સિદ્ધિ ઉભી છે દ્વાર. **આગમ**, વેદ, ધર્મશાસ્ત્ર. **રાંડીરાંડ**, નામર્દ જેવો. **સાહ, (सं. साधु** ઉપરથી). વહેવારમાં સાચો. સત્યનારાયણની કથામાં 'સાધુવાણીઓ.' **પાંચે પુરણ પક્ષણી**, પાંચ પક્ષે પુરી, બધી રીતે શુદ્ધ.

## વિદ્યા વિષે. (૧૩)

આ કવિતા સંસ્કૃત સુભાષિતોના અનુવાદ રૂપ છે. **विद्वान् सर्वत्र पूज्यते । विद्याविहीनः पशुः ।**

**વિખ...વિત્ત**, પૈસા વડે ઝેર ઉતરે. દુશ્મનો પણ તાબે થાય વિખવાદ જાય. **રાજભય**, પૈસાને રાજાનો ભય છે. આયપદવેરો (ઇન્કમટેસ) પૈસાપર લેવાય. વિદ્યાપર કોણ કર લઈ શકે એમ છે ? **વાન, (सं.वर्ण)** વિદ્યાના તેજે શરીર શોભે. **વિમળ**, મળ વગરની શુદ્ધ. **પંડિત આગળ...બગ્ગા, गिरिशिखरगतापि काकपंक्तिर्नहि तूलना मुपयाति राजहंसैः।** પર્વતના શિખરપર બેઠેલા કાગડા રાજહંસ સાથે સરખાવાતા **નથી. સહુ શિરમોર**, સૌથી ઉત્તમ.

## દયારામ ( ઇ. સ. ૧૭૬૮ થી ૧૮૫૨ ).

પંદરમાંથી અઢારમા સૈકા સુધીના સાહિત્યાકાશમાં ધ્રુવ જેવા સ્થિર ત્રણ તારા પૂર્ણપણે પ્રકાસ્યા છે. એ ત્રણ તારા તે નરસિંહ, પ્રેમાનંદ અને દયારામ. દયારામ નાતે સાઠોદરો નાગર હતો. નર્મદા તીરે આવેલા ચાંદોદનો વતની હતો.

લોચન મનનો હો રાજ, ઝગડો લોચન મનનો,

* * * *

મહીઆરી ચાલી મહી વેચવા, મધ્યે શ્રીરાધા રૂપ તણો ભંડારજો,

* * * *

કાનુડો કામણગારોરે, સાહેલી આતો, કાનુડો કામણગારો રે,

કોઇ ઠેકાણે ઉપલી ગરબીઓ સાંભળી હશે. એ ફાંકડા કવિ દયારામે લખી છે. પણ ગરબી સિવાય એણે ઘણુંએ લખ્યું છે. કવિનાં કાવ્યો ત્રણ વર્ગમાં વહેંચી શકાય. વૈષ્ણવ સંપ્રદાયને લગતાં, નૈતિક અને શૃંગારિક. દયારામે એ શ્રૃંગારનાં પદોમાં કોઈ વ્હાલસોઈ સ્ત્રી પોતાના પ્રિયતમ પતિને ભજે તેમ શ્રીકૃષ્ણને ભજ્યો છે. દયારામની આ પ્રેમભક્તિમાં કેટલાકે અનીતિ તરફનું વલણ જોયું. સ્વ. ગોવર્ધનરામે 'દયારામનો અક્ષર દેહ' લખી આ ભ્રમ દૂર કર્યો, અને કવિના સાંપ્રદાયિક ગ્રંથોમાંથી ઉતારા ટાંકી સિદ્ધ કર્યું કે ( **रसो वै राधिका प्रोक्ता** ) કવિ સંસારના તુચ્છ રસની વાત નથી કરતા પણ રસરૂપ રાધાકૃષ્ણની વાતો કરે છે.

કવિનાં જીવન અને કવન વચ્ચે બે ધ્રુવ જેટલું અંતર છે. કવિનું ચારિત્ર્ય ભલે ઝાંખું હોય. કવિનાં શબ્દ લાલિત્યભર્યાં કોમળ ભાવ દર્શાવતાં, વેગવતાં કાવ્યો ઉજ્જવળ ને અમર છે. માટે હંસ દૂધ અને પાણીના મિશ્રણમાંથી જેમ દૂધ દૂધ ગ્રહણ કરે તેમ આપણે પણ કવિના જીવનનો તિરસ્કાર કર્યા વગર કવિના કાવ્યામૃતનું પાન કરીએ.

કવિએ ગુજરાતી ભાષામાં ૪૮ ગ્રંથો રચ્યા છે. હિંદી, મરાઠી, વ્રજ, સંસ્કૃત અને ઉર્દૂ ભાષામાં પણ અનેક પદો એમણે રચ્યાં છે.

## મીરાંચરિત્ર. ( ૧૪ )

મીરાંચરિત્ર કવિએ દંતકથા પ્રમાણે લખ્યું છે, એટલે એમાંની હકીકત ઇતિહાસ પ્રમાણેની નથી. સ્વ. તનસુખરામના લેખ પ્રમાણે મીરાં રાણા

સંગના પુત્ર ભોજની રાણી ઠરે, અને કુંભો રાણો તો રાણા સંગનો દાદો થાય. મીરાં વિધવા થયા પછી એના દીએર વિક્રમાદિત્યે એને બહુ દુઃખ દીધું અને ઝેર દઈ મારી નાખવાનો પ્રયત્ન કર્યો, આથી કંટાળી મીરાંએ દ્વારિકાંમાં વાસ કર્યો અને ચિતોડ છોડયું.

**મોહનસું**, મોહ પમાડનાર, ઘેલાં કરનાર શ્રીકૃષ્ણ સાથે. **જાણે... છાનું**, જગ જાહેર વાત છે. **નેહ**, પ્રેમ, સ્નેહ. **લૌકિક રીતે**, સંસારના રિવાજ પ્રમાણે. **શક્તિ**, દેવી. **સાસુ...ધામ**, જુઓ સાસુનો દોર. 'શામળીઆજી, સાસુડી સંતાપે કહો કેમ કીજીએ' **સૌભાગ્ય વધે**, ઘણું લાંબું આયુષ ભોગવે. **પરી**, દૂર. **ન્યારૂં**, અલગ, **એવું...જંજાળ**, સરખાવો નરસિંહ મહેતાએ ગાયું છે તે. ' ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજશું શ્રીગોપાળ. ' **દિનરેણ**, દિવસ રાત. **ઓચ્છવ** (**સં. उत्सव**). મંદિરમાં ઓચ્છવ થતો જોયો છે ? **ઉતપાત**, તોફાન **મહીએર**, (**સં. मातृगृह**) માતુંઘર, માતૃપક્ષ **નણંદ...માતતાત**, નણંદની ડાહી શિખામણ. **અંબર** કિમતી વસ્ત્ર. **આભરણ**, ઘરેણાં. **મીરાં...હરિગાય**, મીરાંને વિલાસી જીવન ગમતું નથી. નણંદને વૈરાગભર્યો સંસાર પ્રત્યે બેદરકાર ઉત્તર આપે છે. **બાઈ...દેહ**, બાઇજી, હું પણ તમારા સારા માટે કહું છું, સાસરે જઈ તમે પણ મનુષ્ય દેહ શા માટે ફોગટ ગુમાવો છો ? પ્રભુ ભજી અમર અમર થાઓને ! **ઓ ભાઈ...રાજઅવાસ**, નણદીનો રોષ કેવી સુંદર રીતે દર્શાવે છે ! **અવાસ**. રહેઠાણ; મહેલ. **અનુચર**, સેવક, ચાકર. **થયો રાતડોરે**, ગુસ્સાથી રાતો રાતો થઇ ગયો. **ખડ્ગ**, તરવાર. **જેસું લગન**, જેની સાથે તને લગની લાગી છે તે. **ધ્યાનમાં**, સમાધિમાં. **પ્રત્યક્ષ**, આંખ આગળ, હાજરાહજુર **છોભો પડયો**, શરમાઇ ગયો. **શિક્ષાય**, બોધ, શિખામણ. **સવારૂં**, પહેલેથીજ. **આજલગી...તમારો વિવેક**, મીરાંનો સચોટ ઉત્તર. વૃંદાવનમાં વસ્યા છતાં હજુ તમારૂં પુરુષ તરીકેનું અભિમાન ગયું નથી, સ્ત્રી અને પુરુષ વચ્ચે હજુ તમે ભેદ જુઓ છો એ જોઈ મને દીલગીરી થાય છે. **નિરખ્યા**, દર્શન કર્યાં. **પસ્તાવો**, ( **સં. पश्चात्ताप** ) **ત્રુઠે**, તુષ્ટમાન થાય, રાજી થાય.

## વાંસલડી. (૧૫)

### ' વાંસલડી વાગી ને હું જાગી. '

આ સુંદર ગરબીમાં કૃષ્ણ બંસી પાછળ ઘેલી થએલી ગોપીકા એ વાંસળીની અદેખાઇ કરે છે.

**વાલમ**, ( **वल्लभ** ) વ્હાલો. **અધરામૃત**, (**अधर**=નીચલો હોઠ+**अमृत**) વાંસળી મોઢે વળગાડી વગાડાય માટે. **સાલ**, (**सं. शल्य**) કાંટા જેવી. **કાળજડું મા કોર**, પ્રેમની વેદના કાળજામાં થતી ગણાય છે. **વાજી**, વાગી. **વિહ્‌વળ**, બ્હેબાકળાં, ગાભરાં. **સાંસરાં**, આરપાર. **ગત્ય**, ગતિ. **ગર્જે...આવડી**, અભિમાનથી ગર્જના શું કરી રહી છે, તારી જાત તો વિચાર. એક વાંસના કકડામાંથી તો તું બનેલી છે! **ઠકરાત**, ઠકરાણી થઈ ગઈ. **ગતવિહીણાં**, ઘેલાં, બેચેન. **ચોરની સંગે**, કૃષ્ણની સાથે રહી. એની સોબતની અસર તને થઈ. કૃષ્ણ માખણચોર, ચિત્તચોર છે, તું પણ ચોટ્ટી બની. ' કનૈયા બંસીવાલા રે માખણચોર '. **માનીની**, માની સ્ત્રી. **કર્યાં પાયમાલ**, ફારસી શબ્દ. કચરી નાંખ્યાં, બેજાર કર્યાં.

---

## ધીરો (ઈ. સ. ૧૭૫૩ થી ૧૮૨૫).

વડોદરા પ્રાંતના વતની ભક્તકવિ ધીરાએ આઠેક લાંબા કાવ્યો લખ્યાં છે. સ્વરૂપની કાફી, અવળવણી, જ્ઞાન કક્કો વગેરે. અખાનાં પદ જેવાં એનાં પદો નીરસ અને સમજવાં મુશ્કેલ નથી. એનાં પદ એના અનુભવથી રંગાયલાં છે અને સામાન્ય માણસો પણ તે સહેજ સમજી શકે છે. એ સંસ્કૃત ભણ્યો નહોતો છતાં ગુરુના સંગથી એ ઘણું સારૂં લખી શક્યો છે.

### અંતે સંતને તેડાવેરે. (૧૬)

**અંતે**, અંતકાળે, મરણ વખતે. **સંત**, પવિત્ર પુરૂષ; જ્ઞાની. **ઘર લાગ્યું.** આગ લાગે ત્યારે કુવો ખોદવા નીકળે એવો. **प्रोद्दीप्ते भवनेतु कूपखननं प्रत्युद्यमः कीदृशः** **નાવે**, (**सं. नौ**) નાવડી, હોડી **કેમ...વૈમાન**, સ્વર્ગે કેમ જવાય. **ચોરાશી**, ચોર્યાશીલાખ જન્મે મુક્તિ મળે એવો એક મત છે.

## જેને રામ રાખેરે. (૧૭)

**स रक्षिता रक्षति यो हि गर्भे ।**

**માના પેટમાં જે રક્ષણ કરે છે તેજ ખરો રક્ષણ કરનારો છે.**

**રાખે**, રક્ષે, રક્ષણ કરે, બચાવે. **અવર**, બીજો. **સ્થલ**, કોરી જમીન. **તરણું**, ઘાસનું તણખલું. **નીંભાડાથી...બાળ**, બિલાડીએ કુંભારે પકવવા સિંચેલાં એક હાંડલામાં બચ્ચાં મૂક્યાં. પછી કુંભારે નીભો–ભઠ્ઠી–સળગાવી. બિલાડીએ પ્રભુની પ્રાર્થના કરી તેથી બચ્ચાંવાળી હાંડલીને દેવતાની આંચ ન લાગી, અને બચ્ચાં બચ્યાં. **મંજારી**, (**सं. मार्जार**) બિલાડી. **ટિટોડીનાં ઇંડા ઉગર્યાં**, ટિટોડીએ સમુદ્રકાંઠે ઇંડાં મૂક્યાં. ભરતીમાં તે ઘસડાઈ ગયાં. પછી બધાં પંખીએ ભેગાં મળી સમુદ્ર ઉલેચવા માંડયો. આખરે ગરુડની પ્રાર્થનાથી વિષ્ણુએ સમુદ્ર પાસે ઇંડાં પાછાં અપાવ્યાં. **બાણ તાણી...ગયાં સુખે**, ઝાડ પર પંખી બેઠાં હતાં માથા ઉપર સીંચાણો–બાજ પક્ષી–એમને પકડવા ભમતો હતો. નીચે પારધિએ પંખીને મારવા બાણ ચઢાવ્યું હતું. પંખીએ પરમેશ્વરને યાદ કર્યા, તેથી પારધિને સાપ કરડયો, કમાનમાંથી તીર છટકયું અને તે બાજને વાગ્યું. આમ બાજ અને પારધિ બંને મૂઆ, અને પક્ષી બચ્યાં. **કાતરણી**, કાત્તર.

---

## ભોજો (ઇ. સ. ૧૭૮૫ થી ૧૮૫૦).

પ્રાણીઆ ભજી લેને કીરતાર આતો સ્વપનું છે સંસાર,

*　　*　　*　　*

દુનિયા ભરમાવા ભોળી, આવ્યો બાવો ભભૂતિ ચોળી,

*　　*　　*　　*

ચેલા ચેલીને ભેગાં કરી બાવો, ખાય ખીર ખાંડ ને પોળીરે,
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે બાર્યા બોળીરે–દુનિયા.

એકતારાના તનક, તનક સૂર સાથે કાઠીઆવાડી કણબી ભોજાનાં ભજનો, અને ઢોંગી સાધુઓની ઝાટકણી કરતા 'ચાબખાઓ' ગામડાંમાં આજે પણ ગવાય છે. ભોજો ભગત ભણ્યોગણ્યો નહોતો. એણે ૧૫૦ ચાબખા લખ્યા છે. સેલૈયા આખ્યાન પણ લખ્યું છે.

### મૂર્ખો રળીરળી કમાણુંરે. (૧૮)

**મૂર્ખો**, અક્કલ તો ખરી પણ પરમેશ્વરનું ભજન કરવામાં મૂર્ખો, સંસારી. **પ્હાણા**, પત્થર. **ધાર્ઈ**, દોડાદોડી કરીને. **કોટિધ્વજ**, કરોડપતિ. **જૈં**, પઇસો. ત્રણ પૈ. **મશાણ, (સં. શ્મશાન)** મડદાં બાળવાની જગા. **પસ્તાણો**, કાઠીઆવાડી પ્રયોગ. **નીચે...ઠેરાણો**, ધૂળમાં મળ્યો.

### મૂર્ખો માની રહ્યો મારું રે. (૧૯)

**સાત સાયર**, સાત સાગર, સમુદ્રો. **વેળાવેળાની છાંયડી**, જીવનમાં આવતાં સુખ. **વહીવહી જાશે**, હમેશાં સુખ નહિ ટકે. સંસારનાં સુખ મૃગજળ જેવાં છે. પ્યારૂં પરમેશ્વરનું નામ લો તો શાંતિ મળશે.

## બ્રહ્માનંદ.

સહજાનંદ સ્વામીના શિષ્યે, સ્વામીનારાયણ સંપ્રદાયના આ સાધુએ બ્રહ્માનંદ નામથી ગુજરાતીમાં, લાડુ બારોટના નામથી ચારણી ભાષામાં અને શ્રીરંગ નામથી હિંદીમાં નીતિભક્તિનાં અનેક પદો રચ્યાં છે. એનાં પદોમાં સપાટ મેદાનમાં વહેતી સરિતા સમી સરળતા અને શાંતિ માલમ પડશે. ઇ. સ. ૧૮૪૯માં એ મરણ પામ્યો

### આ તન રંગ પતંગ સરીખો. (૨૦)

**પતંગ**, પતંગીઆની પાંખોના રંગ જેવો આકર્ષક, ઘડીએ ઘડીએ બદલાતો. **ત્હારી...આગેજી**, તારી નજર આગળ, તારા દેખતાંજ. **જોબન...જણાવે**, તારી જુવાની અને પૈસાનો તને તોર છે. **રાગી**, વિલાસી, મોજીલો. **બિલાડી**, કાળરૂપી, મૃત્યુરૂપી બિલાડી. **જોબન**, જુવાની.

### પ્રભુ ભજ્યા વિણ ગાફલ પ્રાણી. (૨૧)

**ગાફલ**, ભુલકણો; બેદરકાર. **આમે**, આમને આમ સંસારના કાવાદાવામાં. **માયા...સુરખ**, ખૂબ ધન ભેગું કરૂં; સુંદર સ્ત્રી પરણું; વાડી બંગલા વસાવું એમ વિચારતો. **લોક...પ્હાણો**, લોકલાજથી ડરીને કરવા જેવાં સારાં કામ પણ ન કર્યાં. **લખ...લીધુંરે**, ચોર્યાશીલાખ જનમ મરણના ફેરામાં પડ્યો. **રળિયો**, કમાયો. **ઠાલું...વલોયુંજી**, પાણી વલોવી માંહ્યથી માખણ કાઢવા પ્રયત્ન કર્યો. **પ્રાણી**, પ્રાણવાળો, જીવ મનુષ્ય.

---

## નર્મદાશંકર. ( ઇ. સ. ૧૮૩૩થી ૧૮૮૬ ).

**' ડગલું ભર્યું તે ના હઠવું ના હઠવું. '**

ગુજરાતમાં અંગ્રેજી કેળવણીની શરૂઆત થઈ તે સમયના બે કવિઓ તે સુરતી નર્મદ અને અમદાવાદી દલપતરામ. પ્રેમ અને શૌર્ય એ નર્મદનો મુદ્રા લેખ છે. એ કેવળ કવિતા કરનારો કવિ નથી. સુંદર ગદ્ય લખવાની શરૂઆત પણ એજ કરે છે. એ સુધારક છે, ઇતિહાસશોધક છે, ગુજરાતી ભાષાનાં કોષ અને વ્યાકરણ લખનાર છે. દેશાભિમાનથી એની નાડીઓ ધબકયા કરે છે. ' જય જય ગરવી ગુજરાત ' ગાતાં એને શેર શેર લોહી ચઢે છે.

એ મસ્ત કવિ છે. ખરો મર્દ છે. સાહસિક છે. રસજ્ઞ છે. ખુલ્લા દીલનો, ટેકીલો, સ્વાભિમાની અને પ્રેમાળ છે. જુવાનીમાં એ સુધારાનો ઉપદેશ કરે છે. પાકટ ઉમરે પહોંચતાં સુધારાથી દેશનું કલ્યાણ નથી થવાનું એમ એને સમજાય છે અને તરતજ વીરની માફક એ પોતાના ફેરવાયલા વિચારો રજુ કરી પ્રજાને ચેતાવે છે.

નર્મગદ્ય, નર્મકવિતા, કોષ, વ્યાકરણ, પિંગળ અને અનેક નિબંધો એણે ગુજરાતને ચરણે ધર્યાં છે.

### સાહસ. ( ૨૨ )

**સાહસ,** મનની દૃઢતાથી કરેલું બહાદુરી ભર્યું સારૂં કામ. વખાણવા જોગ સાહસ. નિંદવા જોગ સાહસ તે અવિચારી કામ. કવિ શામળ એવા સાહસની નિંદા કરે છે. જુઓ. 'સાહસ કર્મ કર્યા થકી, હોય હર્ષનો નાશ' **જંગ,** લડાઇ. **આગે,** ભવિષ્યમાં. **કેટલાંક...ચાલે, સંશયાત્મા વિનશ્યતિ** એ ગીતા વચન છે. **હામ,** હિંમત. **ખાળે,** અટકાવ. **તે પરશુરામ પરસિદ્ધ,** એણે એકવીશવાર ક્ષત્રિય જાતને હરાવી. ' નક્ષત્રી કીધી એકવીશવાર, તે પરશુરામ તને નમસ્કાર '. **વિક્રમ,** પરદુઃખભંજન ઉજ્જનનો રાજા. ગર્દ ધૂળ. **લ્યુથર,** રોમન કેથોલિક ધર્મનાં ધતીંગ ખુલ્લાં પાડનાર જર્મન વીર. **સ્કોટ,** અંગ્રેજ નવલકથાકાર. એણે અનેક નવલકથા લખી દેવું વાળ્યું. **જમે...લાખો,** લાખો માણસને રોજી મળે.

### અવસાન સંદેશ. ( ૨૩ )

'To every man upon this earth death cometh soon or late'.

**' नाम रहंता ठक्करो नाणां नव रहंत**

**कीर्ति केरां कोटडां पाड्यां नव पडंत '.**

**યથાશક્તિ**, મારા ગજા પ્રમાણે. **શઠ**, લુચ્ચાઓ. **મર્મ**, રહસ્ય, ખરી ઉંડાણમાં રહેલી વાત. **જળશે**, બળશે. **દુઃખિયો**, પૈસાટકાની કવિને બહુ આપદા પડેલી. **દમથી**, મારી પોતાની શક્તિથી. **વીર...દીલથી**, કવિ આમાં આપ-વડાઇ નથી કરતા. **જગત નીમ છે**, **पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननी जठरे शयनम्।** Man is mortal. **લતથી**, રામનામની લ્હે લાગવાથી.

---

## દલપતરામ ( ઇ. સ. ૧૮૨૦ થી ૧૮૯૮ ).

કવિ પણ આખરે માણસ છે. કવિ થવાથી માણસ જાતની નબળાઈઓ જતી નથી. પ્રેમાનંદના પુત્ર વલ્લભે શામળના બાડા કુબડા છોકરાની કવિતામાં નિંદા કરી શામળનું કવિપદ છીનવી લેવાનો મિથ્યા પ્રયત્ન કર્યો છે. કહે છે કે નર્મદે પણ દલપતરામને માટે નીચે પ્રમાણે લખ્યું.

'આ તે દલપતરામ કે અમદાવાદી હજામ.'

શાણા દલપતે જવાબ આપ્યો.

શું જોશો તનની છબી, એમાં નથી નવાઈ,
નીરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ.

કવિ દલપતરામ શબ્દચતુર છે. સરળતા, મધુરતા અને શાંત રસથી એમની કવિતા ભરેલી છે. ગુજરાતના એ જુના હાસ્ય લેખક છે. નર્મદની માફક એમની કવિતામાં દર્દ નથી. એની શૈલી સભારંજની છે. છતાં પણ એ સુધારક છે. શાણપણથી એ 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવે છે. નર્મદ નાફેરવાદી ( Non-co-operator ) જેવો છે. દલપત નરમ દળનો ( Moderate ) છે. એનાં પિંગળ અને દલપત કાવ્ય જાણીતાં છે.

દલપતરામનો કવિતા રચવાનો હેતુ નીચે એમનીજ વાણીમાં જણાવ્યો છે.

પ્રીત ધરે પરબ્રહ્મપદે, વળી નીતિ ધરે સુધરે નર-નારી,
તેમજ જેમ વહેમ તજે, વળી સંપ સજે સમજી સુખકારી,
સર્વ પ્રકાર સુખપ્રદ થાય, સ્વદેશ તણી સુધરે સ્થિતિ સારી,
પુસ્તક એજ પ્રયોજનથી, રચના રચવા મિષ વાત વિચારી.

### દેશાટન વિષે. ( ૨૪ )

ગુજરાતમાંથી વિલાયત જનાર પહેલા ગુજરાતી મહીપતરામ નીલકંઠ જમાનાને અનુસરીને નાતનાં બંધન આજે ઢીલાં થયાં છે. દલપતના જમાનામાં નાતનો જુલમ અપાર હતો. તે સમયના લોકોને આમાં ઉપદેશ કર્યો છે.

**વિચર્યા**, ગયા. **પેટ...ભરાય**, પુષ્કળ કમાઈ શકાય નહિ. **દામ**, પૈસા. **સીપ તણાં સંતાન**, મોતી. **વિધિ**, નિયમ, **મહાસમુદ્ર...રીત**, વેદમાં પણ જળમાર્ગે મુસાફરી કર્યાના દાખલા છે. **પરવરી**, જઈને.

### અરૂણોદય. ( ૨૪ અ )

**નિધિ**, સમુદ્ર. **પુત્ર**, ચંદ્ર. સમુદ્રમાંથી નીકળેલો માટે. **નવીનરાય**, સૂર્ય. **અંચળ**, વસ્ત્ર. **બેનૂપ**, સૂર્યચંદ્ર. **પુરદૂર્ગદ્વાર**, નગરના કિલ્લાના દરવાજા. **પ્રવાસી**, મુસાફર. **દિશે સમસ્તે**, બધી દિશામાં. **પૃથ્વી... જણાય**, પૃથ્વી અને શનિ બંને સૂર્યની આસપાસ ફરે છે. પણ પૃથ્વી સૂર્યની નજીક છે, શનિ દૂર છે. માટે પૃથ્વીનો માર્ગ ટુંકો, શનિનો લાંબો છે. તેથી પૃથ્વી શનિની આગળ નીકળી જાય છે. પાછળ પડી ગએલો શનિ વક્ર–વાંકી–ગતિમાં દેખાય છે.

---

## ગોવર્ધનરામ (૧૮૫૫ થી ૧૯૦૭).

આજે ગુજરાત કનૈયાલાલ મુન્શીની નવલકથા પાછળ ઘેલું થયું છે. પણ એ મુન્શી જ્યારે હાઈસ્કૂલમાં ભણતા ત્યારે ગુજરાતના વિદ્વાનોને 'સરસ્વતીચંદ્ર'ની નવલકથા લખી ગોવર્ધનરામે ગાંડા બનાવેલા અને હજુએ એ નવલકથાનું સ્થાન કોઈથી લેવાયું નથી.

નડિઆદના એ વડનગરા બ્રાહ્મણે સરસ્વતીચંદ્ર ઉપરાંત, સ્નેહમુદ્રા, દયારામનો અક્ષરદેહ, અને બીજા અનેક નિબંધો લખ્યા છે.

### હિંદુ લગ્નની કૃત્રિમતા. ( ૨૫ )

**વૃત્ત**, બનેલું. વૃત્તાંત, મારી જીવનકથનીમાં. **સ્વચ્છંદથી**, પુરુષોને અનેક પત્ની કરવાનો હક્ક, અને એમની ખરાબ ચાલચલગતનાં ફળ સ્ત્રીઓને ભોગવવાં પડે. **આત્મજા**, દીકરી. **લલાટ**, નસીબમાં. મૂળ અર્થ કપાળમાં. **શૈશવ**, બાળપણ. **કરપીડિયો**, હાથ પકડ્યો. હું પરણી. **અજ્ઞાન**, હું

ઓળખતી નહોતી એવો. **શિશુજન.** બાળક. **ઉદ્વાહ,** લગ્ન. મારી સહી મારા વડીલોએ કરી. મને મારા વડિલોએ પરણાવી દીધી. **કાંત,** વહાલો પતિ. **વારિધિના ચંદ્રમા,** ચંદ્રને જોઇ સમુદ્ર ઉભરાય છે. **વીચિ,** મોજાં ભરતી. **કાન્ત ગણાય...કેમ ના,** હું એને મારો કાંત કેમ ગણું ! એને જોઈને, ચંદ્રને જોઈને જેમ સમુદ્ર ઉછળે, તેમ મારા દીલમાં પ્રેમ ઉછાળા મારતો નથી. **સંધિ,** મેલાપ. અમારાં દીલ મળ્યાં નથી ને મળવાનાંયે નથી. **વિધિ,** દૈવ. **પદ્મિની,** કમલનો છોડ. **દિનનાથ,** સૂરજ. **વિકસેજ,** ખીલે. **પાન્થ,** મુસાફર. **ચેતન સર્વ,** સર્વ પ્રાણી. બે જણાં હોય તો મુસાફરી ઠીક થાય એ હેતુથી સ્ત્રી પુરુષે સંસારયાત્રા કરવા જોડાવું જોઇએ.

**રસઐક્ય વિણ નહિ મિત્રતા,** બંનેને એકજ બાબત ગમતી હોય તો મિત્રતા બંધાય. મીયાં મહાદેવનો જોગ કેમ ખાય ! **નહિ રહે... સ્થિરતા,** વાંકીચૂંકી સપાટી વાળી જગામાં જેમ પારો ઠરીને સ્થિર થતો નથી તેમ મારૂં દીલ પણ મારા ધણીના મને નહિ ગમતા દીલ સાથે સ્થિરતાથી જોડાતું નથી. **સૂત્ર,** ટુંકાણમાં જણાવેલો નિયમ. **પ્રભવે,** થાય. **અન્યોન્ય,** એક બીજા. **ન્યૂનતા,** ખોટ, ઓછાપણું,ખામી. **અનુગુણ,**પરસ્પર મળતાં ગુણવાળું. **દંપતી,** સ્ત્રી પુરુષનું જોડું. **વિનિમય,** અદલોબદલો, આપલે. **ઉઘડી,** ઉઘાડી. **સંસારસ્વાર્થ,** સંસારમાંથી પારજવાનો પોતાનો રસ્તો. **અભિન્ન,** એક. **હાર્દ,** આશય, ગુપ્ત હેતુ. **ઈતર,** બીજું કોઈ. **સૂજવા,** પેદા કરવા. **કિંકરી,** દાસી, ચાકરડી. **શકિતસાધ્ય,** મારાથી બની શકે એવું. **વિધિહસ્તગત,** નસીબના હાથમાં ગએલું. **ઉરતંત્ર,** દીલનો કારભાર. **દિઙ્મોહ,** બેફામ, દિશાના ભાન વગરના. **દીર્ઘનિશ્વાસ,** લાંબા નિસાસા. **અપરાધ,** ગુનોહ. **સાહી,** પકડી. **જઈ જતાની...મરવાનો** ગાડરીઆ પ્રવાહે, એક ઘેટું જ્યાં જાય ત્યાં બીજું પણ જાય, પરિણામનો વિચાર કર્યા વગર. **ઘનતિમિર,** ઘાડો અંધકાર. **લોચનવંતા,** દેખતા. છતી આંખોવાળા. **પરિપોષ્યું** કાળજી રાખી ઉછેરી મોટું કર્યું. **મેષ,** ઘેટું, ગાડર. **જનક,** પિતા. **અકૃત્ય,** નઠારૂં કામ. **નિષ્કૃતિ,** કરેલું કામ ફોક કરવું તે. કર્યું ન કર્યું કરવું તે. **હૃદયશલ્ય,** હૃદયમાં કાંટો. **વીત્યે,** વીતકથી, દુઃખથી. **કૃતક પતિ,** કૃત્રિમ પતિ, દેહલગ્નવાળો પતિ. **પદપાત,**

તારા પગ આગળ લાંબો થઈને પગે લાગું છું તે. **નૃશંસ**, ક્રૂર. **પંચત્વ પામ્યા**, પાંચ ભૂતોમાં મળી ગયા, મરી ગયા. **પ્રાણ વિરામ પામ્યા**, શ્વાસ બંધ પડ્યો. **પાષાણ**, પત્થર. **નવનીત ચિત્ત**, માખણ જેવા હૃદયના કોમળ દીલના. સ્વર્ગમાંથી પુત્રીનું ખોટું દાક્ષિણ્ય (ડહાપણ) દેખી હજીએ નિસાસા મૂકતા હશો !

## નરસિંહરાવ.

જુના ગુજરાતના આદિ કવિ નરસિંહ મહેતા અને નવીન ગુજરાતના આદિ કવિ નરસિંહરાવ દીવેટીઆ.

ગૌરવર્ણના, ગોળ મુખમુદ્રાવાળા, અંગ્રેજી પોષાકમાં ફરતા વૃદ્ધ કવિ નરસિંહરાવને ઘણાએ જોયા હશે.

વર્ડ્ઝવર્થ, શેલી અને ટેનીસનનાં કાવ્યોના રંગ ગુજરાતી કાવ્યોમાં પુરવાનો એમણે સફળ પ્રયત્ન કર્યો છે.

અમદાવાદના સુધારક નાગર કુટુંબમાં એ જનમ્યા છે.

કુસુમમાળા, હૃદયવીણા, નુપૂરઝંકાર અને સ્મરણ સંહિતા એ એમના કાવ્યગ્રંથો છે.

અને એ એકલા કવિ નથી. ભાષાશાસ્ત્રી છે. વળી અચ્છા વિવેચક પણ છે. 'નિષ્ફળ થએલો કવિ વિવેચક થાય છે' એવું અમેરિકન વિદ્વાનનું વચન એમણે ખોટું પાડયું છે.

### વિધવાનો વિલાપ. (૨૬)

**દશ દિશ**, દશ દિશા, ચાર દિશા, ચારખુણા, ઉપર અને નીચે. **રેત્ય**, રેતી. કવિને 'ય' જોડવા ગમે છે. આંખ્ય, રાત્ય. **તટતરુ**, કિનારે ઉગેલાં ઝાડ. **સુતી**, પડેલી. **દૃષ્ટિતણો અંત**, આકાશ પૃથ્વી મળે ત્યાં. **ચંડ**, ભયંકર, તોફાની. **જળમાં પડયા**, જળમાં પડેલાં પ્રતિબિંબ. **કંપે ચંદા**, ચંદાનું પ્રતિબિંબ. **રમવા.. સુર યુવતિને**, દેવાંગના રમણ કરે એવું. **શકે**, જાણે. **ગાત્ર**, શરીર. **અનિલ**, પવન. **પ્હેલી...મોતને**, મારા ધણી પહેલાં હું કેમ ન મરી ગઈ ! **તરુણ**, જુવાન. **મોતતણા દાસ**, મરણાધીન. **દાખવજો**, દેખાડજો. **હેડે...ચાંદલો**, નદીના જળમાં પડેલું ચંદ્રનું પ્રતિબિમ્બ. **ત્હમે નહિ...આધાર છો**, દુનિયા પક્ષપાતી

છે. દુ:ખ દેનારી છે પંચભૂતો નિષ્પક્ષપાતી છે. હું દુનિયા તજી દે, આકાશ જળ, પવન, તમારે શરણે આવીશ. **જગજન**, દુનિઆનાં માણુસો.

## ઉત્તરા અને અભિમન્યુ. ( ૨૭ )

ઉત્તરા વિરાટરાજની પુત્રી. અભિમન્યુ અર્જુનનો પુત્ર. મહાભારતના યુદ્ધમાં કૈરવો કોઠાવ્યૂહ રચે છે. પાંડવ કુમાર અભિમન્યુ એ વ્યૂહમાં લડવા જવા તૈયાર થાય છે, તેની આગલી રાત્રે એ નવદંપતીનું મીલન થાય છે. તે રાત્રે ઉત્તરાને સ્વપ્નુ આવે છે, અને એ ભયંકર સ્વપ્નાથી સફાળી જાગી ઊઠી બોલે છે.

**અગ્નિઝાળથી**, સ્વપ્નામાં પોતાને આગના ભડકાથી વીંટાયલી જોઈ સફાળી જાગી ઉઠી બોલે છે. **ઉગારો**, બચાવો. **ઝબકી**, ફાળ ભેર. **નવોઢા**, હમણુાંજ પરણેલી. **સુકુમાર**, ઘણી કોમળ. **નિંદર**, નિદ્રા, ઉંઘ. **ડારી**, બ્હીવાડી. **પ્રચંડ**, મહાઉગ્ર **તે ભૂલી...સંગ?** તને બ્હીવાડી કોણ મરવા તૈયાર થયો છે? **રણધીર**, લડાઇમાં ધીરજવાન. **દાબે...સાથે**, ધીમેથી છાતી સાથે દાબી હિંમત આપે છે, **ખીલી**, ખીલેલી. બિંદુ–ટીપું. **કપોલપર**, ગાલપર. **સમારે**, લુછી નાખે. **ને સ્પર્શી...ધારી**, ગાલ પર ધીરૂં ચુંબન લઈને. **અધર**, નીચલો હોઠ **મુગ્ધા**, મોહ પામેલી, જુવાનીમાં આવતી સ્ત્રી. **ઉખેડી...નેનમાં**, નીચું જોઈ રહી હતી તે પતિના સામા જોયું. **પક્ષ્મો**, પાંપણ. **અબોલા**, મુંગી. **સહકાર**, આંબો. **મૃગયા**, શિકાર. **જુગલ**, જોડું. **કપોત**, હોલો. **પ્રેમકેલિ**, પ્રેમની રમત. **શર**, તીર. **અગ્નિ કરાળ**, ભયંકર આગ. **ભાળ**, કપાળમાં. **જિહ્વા તીવ્ર**, તીવ્રજીભ, બાળી નાંખતાં ભડકાં. **અંબોડો નિ:શંક**, સૌભાગ્યનું ચિહ્ન તેજ બાળવા માંડયું. ભવિષ્યમાં નઠારૂં બનવાનું આમાં સુચન છે. **શો સાર**, શો અર્થ. **કારમો**, ભયંકર. **વાસ્તવ**, સત્ય. **રણદુંદુભિ**, લડાઈનું ઢોલ. **રમ્યઘોર**, સુંદર અને ભયાનક. **મેઘ ગાજ્યો**, વાદળનો ગડગડાટ થયો. **તુરગ**, ઘોડો. **વિલંબ**, ઢીલ, મોડું. **ચિરકાળ**, હમેશાં. **તજો નવ હાથ**, તરછોડો નહિ, નિરાધાર મૂકો નહિ. **સબળ**, સર્વ શક્તિમાન પ્રભુ. **પાતા**, રક્ષણ કરનાર. **શાતા**, શાંતિ. **અસિ**, તરવાર. **ત્વરિત**, ઉતાવળો. **ધાયો**, સિધાવ્યો, ગયો. **તુરગનાં પગલાં**, ઘોડાની

પડઘીનો અવાજ. **દૃષ્ટિપારે**, નજર બહાર. **પદઘોષ**, ઘોડાના દાબડાનો અવાજ. **ડુબી ગયો**, સંભળાતો બંધ થયો. **ત્રિકાળ**, ત્રણેકાળ, ભૂત, વર્તમાન ને ભવિષ્ય. **અનિમેષ**, આંખની પલક માર્યા વગર.

### મધ્યરાત્રિયે કોયલ. ( ૨૮ )

મધ્યરાત્રે કોયલ બોલતી સાંભળી છે? અને કોણ ટહુકો કરે છે, નર કોયલ કે માદા કોયલ? સંસ્કૃતમાં તો નર કોયલ ટહુકાર કરે છે. ત્યારે આપણા કવિઓએ કોયલડીઓ પાસે કાલ્પનિક ટહુકા કેમ કરાવ્યા હશે? પંખીઓમાં નરનો અવાજ મીઠો હોય છે. જુઓ મોર, કુકડા અને પોપટનો અવાજ.

**રજની**, રાત. **રવ**, અવાજ. ભમરાનો ગુંજારવ. **શ્રવણે**, કાનમાં. **મંદ સમીર**, ધીરો પવન. **વહે**, આવે. **નીતરી રહી**, વરસાદ વરસી રહી. **વ્યોમ**, આકાશ. **અમીસમું**, અમૃત જેવું. **સુતી**, પથરાયલી છે. **ચપળ વાદળી જાગતી નથી**, વાદળાં દોડાદોડ કરતાં નથી. **લાડતો**, ગેલ કરતો. **અવનવી**, કાંઈ ઓર જાતની. **સિંધુ**, સમુદ્ર. **ઉછરંગ**, હોંસ, ઉમંગ. **વિરમી ગયો**, સંભળાતો બંધ થયો.

---

## કલાપી. (ઇ. સ. ૧૮૭૪ થી ૧૯૦૦)

રાજા અને વિદ્યાને હમેશનું વેર નથી. સંસ્કૃતમાં રાજા હર્ષે સુંદર નાટકો રચ્યાં છે. ભોજરાજાનો વિદ્યાવિલાસ જાણીતો છે. કાઠીઆવાડના લાઠીના રાજકુટુંબમાં એક કવિ જન્મ્યો. આ કવિ તે ઠાકોર સુરસિંહજી.

કલાપીના (મોરના) ઉપનામથી એણે દર્દભર્યાં અનેક કાવ્યો લખ્યાં છે. એ કાવ્યોનો સંગ્રહ તે 'કલાપીનો કેકારવ.'

### એક આગીઆને. ( ૨૯ )

**પર્ણ**, પાંદડાં. **ચક્રોરચી**, આગીઆ ચક્કર ચક્કર ઉડે છે, તેથી તેજનાં કુંડાળાં થતાં દેખાય છે. **ઉદરપોષણમાં**, ખોરાક મેળવવામાં. **દીવડો**, દીવો. **રજ**, આગીઆની પાંખ ઉપરની ચળકતી રજ. **અદ્રશ્ય**, દેખાતું બંધ. **ઉપવને**, બગીચામાં. **મમ**, મારી. **તુજ ખુનની તરવાર છે**, તારૂં તેજ તને મારી નખાવે છે. **દ્યુતિ**, તેજ. **સંહારતી**, નાશ કરતી. **ક્રમ**, નિયમ, કાયદો.

## શિકારીને. ( ૩૦ )

**સંહાર**, પ્રાણીને મારવાનું કામ. **ક્રૂરતા**, નિર્દયતા. **લતા**, **વેલ**. **સ્થૂળ પંખી**, પંખીનો દેહ. **કિન્તુ**, પણ. **પંખીને...ગીતને**, પંખીને મારવામાં શો આનંદ છે ? છાનામાના પંખીને ગાતું સાંભળો ને આનંદ પામો, એટલે એ પંખી તમારૂંજ છે. **વેડફીદેતાં**, છિન્નભિન્ન કરતાં, બગાડી નાખતાં. **ઉપભોગ**, ઉપયોગમાં લેવું તે. **આર્દ્રતા**, નરમાશ.

---

## અરદેશર ફરામજી ખબરદાર.

અમે ભરતભૂમિના પુત્રો ! અમ માત પુરાણ પવિત્ર.
રે ! જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર,
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી, દેશી, આ દિવ્ય અમારો દેશ !

આ લીટીઓ મદ્રાસ રહેતા પારસી કવિ અરદેશર ફરામજી ખબરદારે લખી છે. ગુજરાતના એ સુંદર કવિ છે. એમણે પ્રકાશિકા, વિલાસિકા, સંદેશિકા, વિલાસિકા, સંદેશિકા વગેરે કાવ્યસંગ્રહો બહાર પાડ્યા છે.

## ગુણવંતી ગુજરાત. ( ૩૧ )

ગુજરાતનું ગૌરવ ગાતાં આપણાં સાહિત્યમાં ત્રણ ઉત્તમ કાવ્યો છે. નર્મદનું ‘ જય જય ગરવી ગુજરાત ’ કવિ નાનાલાલનું ‘ ગુણીઅલ ગુર્જર દેશ ’ અને ખબરદારનું ‘ ગુણવંતી ગુજરાત ’.

**મોઘેરા**, ઘણા મોઘા. **નંદનવનશી**, ઈંદ્રના બગીચા જેવી. **અમોલ**, અમૂલ્ય. **રસફૂલડાં**, આનંદ કે પ્રેમરૂપી ફૂલ. **અર્પણ...જાત**, તારો યશ ફેલાવવા અમે અમારો જીવ આપીશું. **અહોનિશ**, રાત્રિદિવસ. **સર સરિતા**, સરોવર ને નદી. **રસભર અમી ઝરણાં**, અમૃત જેવાં મીઠા પાણીના ઝરા. **રત્નાકર**, રત્નની ખાણ; સમુદ્ર. **પ્રભાતસમાં**, નિર્મળ. **ગગન ગજવતો**, આકાશ ફાડી નાખે એવો.

---

## મણિશંકર રત્નજી ભટ (કાન્ત) (ઇ. સ. ૧૮૬૮–૧૯૨૩).

કાઠીઆવાડના એ નાગર કવિએ કાન્ત ઉપનામથી કાવ્યો લખ્યાં છે. સાહિત્યના એ સારા અભ્યાસી હતા. એ વિદ્વાને કોમળ ભાવ દર્શાવતાં ભાવભર્યાં અનેક કાવ્યો લખ્યાં છે. એમના કાવ્યસંગ્રહનું નામ 'પૂર્વાલાપ' છે.

### મહેમાનોને. ( ૩૨ )

**મહેમાન**, પરોણા, અતિથિ. **પુનઃ**, ફરી. **સદન**, ઘર. **તમ ચરણે**, તમારા આવવાથી. **સુહાય**, શોભે, **પામર**, હલકાં, તુચ્છ. **દિનચર્યા**, આખા દિવસનાં કામકાજ. **ઉન્નત ગિરિશ્રૃંગો**, ઉંચા પર્વતનાં શિખર, ઉમદા ગુણવાળાં. **શો પુણ્ય...જો**, અમારાં પુણ્ય શું વખાણીએ ! **શુશ્રુષા**, ખાતરબરદાસ, ચાકરી. **લેશ**, જરાએ. **લલિત**, સુંદર, કળાવાન.

---

## નાનાલાલ દલપતરામ કવિ.

દલપતરામ કવિના પુત્ર નાનાલાલને કોણ ઓળખતું નહિ હોય ? નવીન ગુજરાતનો એ નવકવિ છે. ગુજરાતનો એ ટાગોર છે.

'રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં હો બ્હેન ઝુલે રસ પારણાં હો બ્હેન,'

*    *    *    *

'ગોરસ લેઈ લેઈ પીજો, હો ગોપીકાની ગોરસી ભરેલી.'

આપણી શિક્ષિત બ્હેનો આ નાનાલાલની ગરબીઓ ગાય છે. ગરબી સાહિત્યમાં કવિ નાનાલાલ દયારામની ગાદી લગભગ પચાવી પડયા છે.

પિંગળના નિયમ વગરની પણ શબ્દલાલિત્ય અને ભાવનાથી ઉભરાઈ જતી કવિતાઓ એમણે ગુજરાતને અર્પણ કરી છે.

એમના મુખ્ય ગ્રંથો જયાજયન્ત, ઇંદુકુમાર, વસંતોત્સવ, નાના નાના રાસ, ઉષા વગેરે,

### વીરની વિદાય. ( ૩૩ )

રજપુત જમાનામાં યુદ્ધે ચઢતા પોતાના પ્રાણથી પણ વધારે વહાલા પતિને રજપુતાણી કેવી રીતે વદાય કરતી તેનું કવિએ આમાં સુંદર વર્ણન કર્યું છે. બહાદુર રજપુતો જ્યારે દુશ્મનો જીતી જશે એમ સમજતા ત્યારે કેસરીઆ રંગનાં વસ્ત્રો પહેરી મરણીઆ થઈ દુશ્મનો પર તુટી પડતા, અને સ્વાતંત્ર્ય-

એમી એ વીરો અનેક દુશ્મનોને મારી મરતા, પણ જીવતા તાબે નહિ થતા. ને રજપુત વીરાંગના પણ ઓછી બહાદુર નહોતી. પોતાનો ધણી હારશે એમ જણાતાં ક્યાં તો તેની સાથે લડાઈમાં લડી પ્રાણ અર્પણ કરતી, અથવા રણવાસમાં આગ લગાડી જીવતી બળી મરતી. આ રીતે દેહ અર્પણ કરવાની પુરુષની રીતને 'કેસરીયાં' કહે છે. સ્ત્રીની રીતને 'જૌહર' કહે છે.

**કેસરભીના**, કેસરી રંગથી તરબોળ થએલાં વસ્ત્રવાળા. **વીદાય**, ખરો ફારસી શબ્દ 'વદાય' છે. **સિધાવોજી રણવાટ**, યુદ્ધે ચઢો. **આભ**, આકાશ. **ધરણી**, પૃથ્વી. **શંખનાદ**, અસલના વખતમાં લડાઈની શરૂઆત કરતા પહેલાં શંખ વગાડતા. જુઓ ગીતામાં **सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुः पृथक् पृथक्।** મહાબાહુ સૌભદ્રે અભિમન્યુએ અને બીજા રાજાઓએ પોત–પોતાના શંખો ફૂંક્યા. **સામન્ત**, માંડળિક રાજાઓ. **વીરવાદ**, બહાદુરી ભરી તકરાર, પહેલો હું લડવા જાઉં તું નહિ એમ. **રણધ્વજ**, લડાઈનું સુચન કરતી ધજા. રોપીઓ, દાટ્યો. **કુંજર**, હાથી. **બંદીજન**, સ્તુતિ કરનારા, ભાટચારણો. **બિરદાવલી**, બિરદ+આવલી–ટેક+હાર–રાજા કેવો ટેકીલો છે તેની કવિતા. **મોઝાર, (सं. मध्य+आगार)**, માંહ્ય, ઘડમાંહ્ય, કિલ્લામાં. **પુર**, નગર. **ભરરણમાં પાઠવીશ**, લડાઈ ધમધોકાર ચાલતી હશે તે વખતે મારે હાથે બનાવેલું બખ્તર તમને હું મોકલી આપીશ. **સાજ**, યુદ્ધનો પોશાક, હથિઆર વગેરે. **બઝું...કોડ**, જુઓ રજપુતાણીની હોંસ–ઓ નાથ, મને પણ તમારી સાથે યુદ્ધમાં તેડી જાઓ, મનેયે યુદ્ધ કરવાની બહુ હોંસ છે. **માંડવ**, માંડવો, માથા પર દુશ્મનની તરવારો ઝઝૂમે માટે. **ઢાલ...દાવ**, લડતાં લડતાં ઘા ઝીલી કદાચ મારી ઢાલ ભાંગી જશે તો હું મારી છાતી પર દુશ્મનના ઘા ઝીલીશ, પણ જરાએ ગભરાઈશ નહિ. **એક વાટ...ઘાટ**, ક્ષત્રિયને માટે ત્રણ રસ્તા ઉઘાડા છે. ગાદી પર બેસી અમલ ચલાવે, રણવાસમાં વિલાસ ભોગવે, અથવા દુશ્મનોની સામે લડવા જઈ લોહીની નદીમાં નહાય. **જય કલગી**, વિજય થયો છે, જીત થઈ છે એમ દેખાડનાર કલગી. **ભીંજશું...ચીર**, પછી આપણે વસંતોત્સવ કરીશું, હોળી ખેલીશું. **ફાગ ખેલવો**, હોળીમાં

ગુલાલ અને કેસુડાનાં રંગથી રમવું તે. **ચીર**, વસ્ત્રો. **વીરને આશ્રમ**, સ્વર્ગમાં, વીરપુરુષ મરીને સ્વર્ગમાં જાય છે. **સુરગંગા**, સ્વર્ગની ગંગા.

---

## જન્મશંકર મહાશંકર બુચ (લલિત).

દૂધ જેવાં ઉજળાં ખાદીનાં વસ્ત્રો પહેરતા, બેઠી બાંધણીના, પાકટ ઉમરના, ગૌરવર્ણના એક હસમુખા કવિ મંજીરાના તાલ સાથે ભજન ગાતા લલિતજીનું નામ સાંભળતાં નેત્ર સમક્ષ ખડા થાય છે. 'ચોબનીઆંનું' વરસ દિવસ પર એમણે ગાયલું કબીરનું ભજન આજે યે કાનમાં ગુંજે છે.

એમણે અનેક ટુંકાં ગીતો લખેલાં છે. પ્રેમાળ માતા જેમ પોતાનાં બાળકને લાડ લડાવે છે તેમ આપણા લલિતજીને પણ શબ્દોને લાડ લડાવવાં બહુ ગમે છે,

'અનેરી આશા' એ કવિનું જુનું કાવ્ય છે.

### અનેરી આશા. ( ૩૪ )

**અનેરી** (**સં. अन्यतरकम्** ઉપરથી અનેરૂં) કંઇક ઓર, અવનવી. **સ્મિતભરી**, મંદમંદ હસતી. **સહચરી**, સાથે ફરનારી, પત્ની. **કાર્ય ધુરંધર**, કાર્યની ધુરા (ઝુંસરી) ધરે (ખેંચી શકે) એવી, પોતાનો ધર્મ બરાબર સમજી પાળી શકે એવી. **સજાત**, સદ્ગુણી. **પરહિત**, પરગજુપણામાં, પરોપકારમાં. **તરવરશે**, આજુબાજુ બધે દેખાશે. **ધરશે**, સમજીને દુઃખમાં ભાગ લેશે. **પ્રભુતા**. ઉદાર દીલની મોટાઈ. **અર્ણવ**, સમુદ્ર (**સં. अर्णस्**, પાણી ). **ઐકય**, એકતા, સંપ ઐકયતા એ અશુદ્ધ શબ્દ છે. તેમજ માધુર્યતા પણ અશુદ્ધ છે. વિશેષણને 'તા' અથવા 'ય' પ્રત્યય લગાડી નામ બનાવાય. બે પ્રત્યય સાથે ન લગાડાય.

---

## દામોદર ખુશાલદાસ બોટાદકર. ( ઇ. સ. ૧૮૭૦-૧૯૨૪ )

'Poets are born, not made' કવિઓ જન્મે છે, કવિઓ બનાવી શકાતા નથી. આ વાત બોટાદકરના જીવનથી સિદ્ધ થાય છે. એમણે અંગ્રેજી શિક્ષણ મેળવ્યું નથી. ગરીબ મહેતાજીનું જીવન જીવ્યા છે, છતાં એમનાં

કાવ્યો નૈસર્ગિક કવિતાના ભાવોથી ભરપૂર છે. છેલ્લે કવિએ 'રાસતરંગિણી' પ્રકટ કરી છે. એમાં આપણા ગૃહજીવનના મિઠાશભર્યા સંબધો કવિએ ઘણીજ સુંદર રીતે ચિતર્યા છે. એમના બીજા ગ્રંથો–કલ્લોલિની, નિર્ઝરિણી, સ્રોતસ્વિની, શૈવલિની.

## પ્રેમ અને સત્કાર (૩૫)

**સત્કાર**, આદરમાન. **સત્સ્નેહ**, સાચો સ્નેહ, અંતરનું વ્હાલ. **સુહૃદ**, સુંદર હૃદયવાળા ઓ મિત્ર! **ચહે**, અપેક્ષા રાખે, પ્રેમી માણસને જો આદરસત્કારની ઇચ્છા રહેતી હોય તો હું તેને ખરો પ્રેમ **નથી** ગણતો. **હૃદયસત્કાર**, ખરા દીલનો આવકાર. **વિના માગ્યો**, કુદરતી રીતે. **ઉભય**, બને. **રસના**, જીભ. **પ્રેમના પાત્રો**, પ્રેમી માણસો. (**સં. પાત્ર**, વાસણ). **રહે...સંગે**, પ્રેમીઓ ભલે જુદે જુદે સ્થળે રહેતા હોય પણ તેમનાં દીલ તો એકજ સ્થળે રહે છે. **નિમંત્રણ**, નોતરૂં. **અનાદર**, અપમાન. **કરે કર આપવો**–હાથે હાથ મેળવવો. Shakehand કરવી. **બાહ્યપ્રેમી**, ઉપર ચોટીઆ પ્રેમ રાખનારા ડોળઘાલુ. **અતિ ઇષ્ટ**, ઘણુંજ પસંદ. **શિષ્ટ**, ઉપલીકીયો વિનય દેખાડનાર. **સ્પૃહા**. ઇચ્છા. **વિનય...પ્રીતિ**, જેટલે દરજ્જે આદરમાનની ઇચ્છા રહે તેટલે દરજ્જે પ્રેમ ઓછો સમજવો. **પ્રતીતિ**, ખાતરી. **પ્રતીતિ...આદરને**, આદરસત્કાર જોઇને કાંઇ પ્રેમનું માપ નીકળી ન શકે, કેમકે—

> **नमन नमनमें फेर हे, बोत नमे नादान।**
> **दगलबाज दोंना नमे, चित्ता चोर कमान॥**

---

Printed by Vajeram Mansing at the "SURAT CITY" Printing Press, Near Chauta Bridge, SURAT

&

Published by Balubhai Karsondas of Messrs. Karsondas Narandas & Sons, Book-sellers & Publishers, Nanavat, SURAT.